

# ॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ સદ્ગુરુપરમાત્મા

શ્રીમન્ નાથશર્માપ્રણીત

# श्रीप्रश्नोत्तररूपे विविध उपदेश ॥

જિજ્ઞાસુજનોના હિતાર્થે પ્રકટ કરનાર

ઝીણાભાઈ માવજી વકીલ.

ભાણવડ, કાઠિયાવાડ.

**प्रश्नोत्तरेण यज्ज्ञानं धीरेण हृदि धारितम् ।**
**गुरुपादप्रतापेन वज्रवत्तद्दृढं भवेत् ॥ १ ॥**

**અર્થઃ**—શ્રીગુરુચરણની કૃપાથી ધીર પુરુષે પ્રશ્નોત્તરવડે જે જ્ઞાન હૃદયમાં ધારણ કર્યું તે વજ્રની પેઠે દૃઢ થાય છે.



શાકે ૧૮૨૬. સંવત ૧૯૬૧. ખ્રીસ્તાબ્દ ૧૯૦૫.

મૂલ્ય રૂ. ૦-૩-૬



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ સદ્‌ગુરુપરમાત્મા

શ્રીમન્ નાથશર્માપ્રણીત

# श्रीप्रश्नोत्तररूपे विविध उपदेश ॥

જિજ્ઞાસુજનોના હિતાર્થે પ્રકટ કરનાર

## ઝીણાભાઇ માવજી વકીલ.

ભાણવડ, કાઠિયાવાડ.

प्रश्नोत्तरेण यज्ज्ञानं धीरेण हृदि धारितम् ।
गुरुपादप्रतापेन वज्रवत्तद्दृढं भवेत् ॥ १ ॥

**અર્થ:**—શ્રીગુરુચરણની કૃપાથી ધીર પુરુષે પ્રશ્નોત્તરવડે જે જ્ઞાન હૃદયમાં ધારણ કર્યું તે વજ્રની પેઠે દૃઢ થાય છે.



શાકે ૧૮૨૬. સંવત્ ૧૯૬૧. ખ્રીસ્તાબ્દ ૧૯૦૫.

મૂલ્ય રૂ. ૦-૩-૬

सुखस्य कारणं ज्ञानमज्ञानं दुःखकारणम् ।
कटीबद्धस्ततो भूत्वा धीरो ज्ञानमवाप्नुयात् ॥ १ ॥
ऋते ज्ञानान्न मुक्तिः स्यादिति श्रुत्या सुघोषितम् ।
अतः प्रयत्नः कर्तव्यो ज्ञानाय सुविवेकिना ॥ २ ॥

અર્થ—જ્ઞાન સુખનું કારણ છે, ને અજ્ઞાન દુઃખનું કારણ છે, માટે કેડ બાંધીને ધીર પુરુષે જ્ઞાન મેળવવું જોઇએ.

"આત્મજ્ઞાનવિના મુક્તિ નથી" એમ શ્રીશ્રુતિભગવતી પોકારીને કહે છે, તેથી સુવિવેકી પુરુષે આત્મજ્ઞાનને માટે પ્રયત્ન કરવો જોઇએ.

---

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

**આણંદજી વહાલજી વકીલ.**

પોરબંદર, કાઠિયાવાડ.

# પ્રસ્તાવના.

પૂજ્યપાદ પરમકૃપાળુ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નાથશર્મા—નથુરામશર્મા—એ કૃપા કરીને જિજ્ઞાસુજનોને ભિન્ન ભિન્ન ધાર્મિક વિષયોનું સામાન્યજ્ઞાન થવાને કથાપ્રસંગે જે પ્રશ્નો ચર્ચેલા, તે એકત્ર કરી, તેવા જનોના હિતાર્થે પ્રશ્નોત્તરરૂપે આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યા છે.

ગ્રંથ લખવાની ભિન્ન ભિન્ન પદ્ધતિઓમાં પ્રશ્નોત્તરરૂપે લખવાની પણ એક પદ્ધતિ છે. સંસ્કૃતમાં શ્રીશિવપાર્વતીના સંવાદરૂપે અથવા શ્રીગુરુશિષ્યના સંવાદરૂપ લખાયેલા ગ્રંથો આપણે જોઇએ છીએ. શાળાશિક્ષણના ગ્રંથમાં એક સ્થળે કહ્યું છે કે "પ્રશ્ન એ જાણે મનનું હળ છે," અર્થાત હળ જેમ જમીનને ખેડીને બીજને સારી રીતે ઉગાડવાને યોગ્ય કરે છે, તેમ પ્રશ્ન મનને જાગ્રત્ કરીને કહેવાના વિષયને ગ્રહણ ધારણ કરવાને યોગ્ય કરે છે, આ, આ પદ્ધતિનો એક મોટો લાભ છે.

જોકે કોઇ પણ વિષયનું સાંગોપાંગ વિશેષજ્ઞાનજ તે વિષયનું ખરું જ્ઞાન કહી શકાય, તોપણ સ્વશક્તિની ન્યૂનતા વા અતિશય પ્રવૃત્તિઆદિને લીધે ઘણા ગ્રંથો વાંચીવિચારીને ભિન્ન ભિન્ન વિષયનું તેવું જ્ઞાન મેળવવાનું જેનાથી ન બનતું હોય તેમને ઉપયોગી વિષયનાં માત્ર મૂળતત્ત્વો જાણવાથી પણ કેટલાક લાભ છે એ વાત નિર્વિવાદ છે. ઉપયોગી વિષયનાં માત્ર મૂળતત્ત્વોનું જ્ઞાન મનુષ્યજિજ્ઞાસાની સામાન્યરીતે તૃપ્તિ કરીને તેનામાં જનમંડળમાં બેસવાની યોગ્યતા આણે છે એટલુંજ નહિ, પણ મનગમતા વિષયનું વિશેષજ્ઞાન મેળવવાની શુભેચ્છા પણ ઉત્પન્ન કરે છે, ને તેમ થવાથી મનુષ્ય પોતાના ઇચ્છિત વિષયમાં યોગ્ય સાધનોદ્વારા કુશળતા મેળવી વિશેષ-

જ્ઞાનવાળો થાય છે. સામાન્ય મનુષ્યોને આ લાભ થવા ઉપરાંત વિશેષજ્ઞાનવાળાને પોતાનું જ્ઞાન સંક્ષેપમાં સંઘરી રાખવાને તથા તેનું સ્મરણ કરી જવાને પણ આ પુસ્તક સાધનરૂપ થશે.

આ પુસ્તકમાં મુખ્યત્વે વેદાંત, યોગ, ભક્તિ, ષડ્દર્શન, મુખ્ય ધર્મો ને સંપ્રદાયો, તથા જ્યોતિષ વગેરેની કેટલીક આવશ્યક વાતો અતિસંક્ષેપમાં દર્શાવી છે. આશા છે કે જિજ્ઞાસુવર્ગ તેનો લાભ લઈ પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરશે. ઇતિ શિવમ્.

જિજ્ઞાસુ.



# પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ.

## અનુક્રમણિકા.

## શુદ્ધિપત્રક.

| પૃષ્ઠાંક. | પંક્ત્યંક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૫ | ૧૪ | સમાધ | સમાધિ |
| ૬૯ | ૨૦ | પાતાના | પોતાના |
| ૫૨ | ૧૪ | પાર—ક્ષણ | પા—રક્ષણ |
| ૭૪ | ૪ | ભૂમિકની | ભૂમિકાની |

॥ ॐ ॥

## ॥ मंगलाचरणम् ॥

## ॥ श्रीसद्गुरुपरमात्मस्तुतिः ॥

अनुष्टुब्वृत्तम् ॥

योऽस्मान् प्रेरयति प्रेम्णा नित्यं निष्कामकर्मसु ।
तं श्रीमन्नथुरामाख्यं गुरुं वयमुपास्महे ॥ १ ॥
क्लेशकर्मादिहीनाय श्रीमच्छंभुस्वरूपिणे ।
अखंडानंदद श्रीमन्नथुराम नमोऽस्तु ते ॥ २ ॥

शार्दूलविक्रीडितवृत्तम् ॥

निर्लेपांशमसंगमत्यणुतरं रूपानुपेतं विभुं,
दिव्यं सर्वगतं च पूर्णमधिपं सर्वस्य मूलं ध्रुवम् ।
सत्यं केवलमप्रमेयमगुणं सद्भक्ततंत्रं प्रभुं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ १ ॥
श्रीयोगांबुनिधेः शरच्छशधरं मायाक्षपाया रविं,
वज्रं मोहगिरेः कृतांतकरिणः पंचाननं चोत्कटम् ।
माराहेर्विनतासुतं निजनृणां स्वःपादपं सर्वदा,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ २ ॥

गंभीरं जितषड्गुणं धृतियुतं क्षान्तं च दान्तं मुनिं,
शान्तं कोविदमप्रमत्तमनिशं सभ्यं पुनीतं परम् ।
मायापेतमुदारमीशनिरतं माप्तात्मतत्त्वामृतं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ३ ॥
जन्म ब्रह्मकुले परोपकृतये धृत्वेह पृथ्वीतले,
तत्त्वं बोधयतीति यः करुणया वेदांतवाक्यैः सदा ।
जाड्यं चाशु निवारयंस्तथ नृणां दत्वाऽऽत्मविद्यां परां,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ४ ॥
संसारोऽर्कफलोपमोऽतिविरसो नूनं सदा वस्तुतोऽ-
प्याभासाम्रफलाभ उत्तमरसो रम्यो हरेर्मायया ।
इत्थं ज्ञानमृतं ददाति च सदा यः स्वाश्रितेभ्यः स्वयं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ५ ॥
ज्ञानं यस्य परश्वधो भवतरोर्वातो भ्रमांभोभृतां,
द्वैताब्जस्य हिमं द्रुरूहसमिधां दीप्तानलश्चानिशम् ।
सद्वैद्यो विषयामयस्य च सदाऽऽनंदस्य यः कारणं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ६ ॥
सौजन्यैकशुभास्पदं नयनिधिं सौशील्यसीताचलं,
सौभाग्याकरमुत्तमं गुणघनं सारल्यसद्मायतम् ।

कारुण्यांबुधरं विवेकनगरं मांगल्यरत्नाकरं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ७ ॥

प्रत्यूषारुणवच्छरीरमखिलं श्वेतांबरालंकृतं,
भाले भस्मसितत्रिपुंड्रललितं कंठे शिवाक्षावलीम्।
मुद्रां ज्ञानमयीं धृतां करतले सिद्धासने संस्थितं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ८ ॥
ये स्वासन्मनुजाः पुरा स्मरयुता मांसाशना मद्यपा-
स्ते जाताः शुभबुद्धयो हरिरता यस्य प्रसादादरम्।
यः सत्कर्मसु योजयत्यविरतं स्वीयाश्रितान्सेवकान्,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ९ ॥
इत्येवं शिवदं परं स्तवमिदं पापौघतापापहं,
तद्भक्त्या गिरिजादिशंकरकृतं श्रीसद्गुरुप्रीतये।
यो भक्त्या शृणुयात्पठेच्च सततं प्रातश्च सायं च वा,
जीवन्मुक्तपदं लभेत स जनो निस्तापतां च व्रजेत् ॥ १० ॥

वसंततिलकावृत्तम् ॥

यद्बोध आशु दुरितानि निहंति नित्यं,
हृद्दोषसार्थमखिलं च करोति दूरम्।
यत्पादपंकजरजश्च तनोति मुक्तिं,
वंदे तमत्र सुगुरुं नथुरामसंज्ञम् ॥ ११ ॥

मालिनीवृत्तम् ॥

शिशुदिनमणिदेहं नूतनाब्जायताक्षं,
मधुरमृदुलवाक्यं मंदहास्यास्यमुद्रम् ।
द्विरदवरगतिं च स्निग्धभावार्द्रदृष्टिं,
सकलशुभगुणाढ्यं सद्गुरुं तं नतोऽस्मि ॥ १२ ॥

**અર્થઃ**—જે અમને પ્રેમપૂર્વક નિત્ય નિષ્કામકર્મમાં પ્રેરે છે તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને અમે ઉપાસીએ છીએ. ૧.

હે અખંડાનંદદાતા પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્મા ! ક્લેશ, કર્મ, વિપાક. ને આશય એ ચારેથી રહિત શ્રીમત્ શંભુસ્વરૂપ એવા આપશ્રીને અમારા નમસ્કાર હો. ૨.

જે નિર્લેપ, અસંગ, સૂક્ષ્મતર, રૂપરહિત—નિરાકાર, વિભુ, દિવ્ય, સર્વવ્યાપક, પૂર્ણસ્વરૂપ, ઈશ, સર્વના કારણરૂપ, અચળ, સત્સ, કેવળ–માયારહિત, અપ્રમેય–માપમાં ન આવી શકે એવા, નિર્ગુણ, સાચા ભક્તને અધીન, અને પ્રભુરૂપ છે, તે પૂજ્યપાદ સદ્ગુરુ શ્રીમન્ નથુરામશર્માને સુભક્તિવડે હું નિરંતર વંદું છું. ૧.

જે સર્વદા યોગરૂપી સમુદ્રને ફેલાવવામાં શરત્પુનમના ચંદ્રરૂપ છે, માયારૂપી રાત્રિનો નાશ કરવામાં સૂર્યરૂપ છે, મોહરૂપી પર્વતનો નાશ કરવામાં વજ્રરૂપ છે, કાલરૂપી હાથીને વિદારવામાં ઉગ્ર સિંહરૂપ છે, કામરૂપી સર્પનો નાશ કરવામાં જે ગરુડરૂપ છે, અને જે પોતાના ભકતોના કલ્પવૃક્ષરૂપ છે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદું છું. ૨.

જે નિરંતર ગંભીર, ભૂખ તરશ આદિ ૭ ઊર્મીઓને જીતી છે

જેણે એવા, ધૈર્યવંત, ક્ષમાવાન, ઇંદ્રિયોનું દમન કરનાર, મુનિ–મનનશીલ, શાંત, પ્રજ્ઞ–ઘણું જાણનાર, પ્રમાદરહિત–પરમાત્મપરાયણ, સભ્ય–વિવેકી–સાધુ, પવિત્ર, શ્રેષ્ઠ, માયારહિત, ઉદાર, પ્રભુમાં પ્રીતિવાળા, અને આત્મતત્ત્વરૂપી અમૃત જેણે પ્રાપ્ત કર્યું છે એવા છે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદુંછું. ૩

કરુણાવડે પરોપકારને અર્થે આ પૃથ્વીઉપર અવતાર ધારણ કરીને જે સર્વદા વેદાંતવાક્યોવડે પરમાત્મતત્ત્વનો બોધ કરેછે, તથા શ્રેષ્ઠ આત્મવિદ્યા આપીને મનુષ્યોના હૃદયની જડતાનો સત્વર નાશ કરેછે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું નિરંતર સુભક્તિવડે વંદન કરુંછું. ૪.

'નિશ્ચય આ સંસાર વસ્તુતાએ આકડાના ફળના જેવો અતિ વિરસ છતાં શ્રીહરિની માયાવડે આંબાના ફળના જેવો ઉત્તમ રસવાળો ને રમણીય ભાસેછે,' એ પ્રમાણે જે પોતે પોતાના આશ્રિતજનોને સત્યજ્ઞાનનો ઉપદેશ કરેછે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન નથુરામશર્માને હું નિરંતર સુભક્તિવડે વંદન કરુંછું. ૫.

જેનું જ્ઞાન સર્વદા સંસારરૂપી–જન્મમરણરૂપી–વૃક્ષને છેદવામાં કુહાડારૂપ છે, ભ્રમરૂપી વરસાદને વીખેરવામાં પવનરૂપ છે, દ્વૈતરૂપી કમળનો નાશ કરવામાં હિમરૂપ છે, અને કુતર્કરૂપી ઇંધનોને બાળવામાં પ્રચંડ અગ્નિરૂપ છે, વળી જે સદા વિષયરૂપી રોગના સદ્વૈદ્ય છે, તથા આનંદના મૂળરૂપ છે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદુંછું. ૬.

જે નિશ્ચય સુજનતાના શુભ સ્થાનરૂપ, નીતિના ભંડારરૂપ, સુશીલતાના હિમાલયપર્વતરૂપ, સૌભાગ્ય–ઉત્તમ ઐશ્વર્યપણા–ની શ્રેષ્ઠ ખાણરૂપ, સદ્ગુણના સમૂહરૂપ, સરલતાના વિશાળ મંદિરરૂપ, કરુણા-

ના વરસાદરૂપ, વિવેકના નગરરૂપ, અને કલ્યાણના સમુદ્રરૂપ છે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદુંછું. ૭.

જેનું અખિલ શરીર પ્રભાતના અરુણજેવું તેજસ્વી ને શ્વેતવસ્ત્રવડે અલંકૃત થયેલું છે, જેના ભાલમાં ભસ્મનું સુંદર શ્વેત ત્રિપુંડ્ર છે, અને કંઠમાં રુદ્રાક્ષની માળા છે, હાથમાં જેણે જ્ઞાનમયીમુદ્રા—ભદ્રામુદ્રા—ને ધારણ કરેલી છે, વળી જે સિદ્ધાસને સારી રીતે સ્થિત છે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદુંછું. ૮.

જે મનુષ્યો પૂર્વે કામી, માંસભક્ષણ કરનારા, ને મદિરા પીનારા હતા, તે, જેની કૃપાથી શુભબુદ્ધિવાળા તથા પરમાત્મામાં પ્રીતિવાળા થયા; વળી જે પોતાના આશ્રિત સેવકોને નિરંતર સત્કર્મમાં યોજેછે, તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું નિરંતર સુભક્તિવડે વંદુંછું. ૯.

એ પ્રમાણે પાપના પુંજ તથા ત્રિવિધ તાપને હણનારું, અને કલ્યાણને આપનારું આ શ્રેષ્ઠ સ્તોત્ર શ્રીસદ્ગુરુપરમાત્માની પ્રસન્નતાને અર્થે તેમની ભક્તિવડે ગિરિજાશંકરે રચેલું છે, તે જે નિરંતર સવારસાંજ ભક્તિવડે સાંભળે, વા બોલે, તે મનુષ્ય દુઃખરહિતપણાને અને જીવન્મુક્તપદને પામે. ૧૦.

જેનો બોધ નિત્ય પાપોનો નાશ કરેછે, અને હૃદયના સર્વ દોષસમૂહને દૂર કરેછે, વળી જેનાં ચરણકમળની રજ મુક્તિને મેળવી આપેછે, તે શ્રીનથુરામશર્માનામથી ઓળખાતા પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્માને હું આદ્ર વંદું છું. ૧૧.

જેનો દેહ બાલસૂર્યના જેવો તેજસ્વી છે, જેનાં નેત્ર નવા ઉઘડેલા કમળની વિશાળ પાંખડીઓજેવાં સુંદર છે, જેનાં વચન કોમળ ને મધુર છે, જેની મુખમુદ્રા સ્મિતહાસ્યયુક્ત છે, જેની ગતિ હાથીના જેવી ગંભીર છે, જેની દૃષ્ટિ સ્નેહભાવથી ભીંજાએલી છે, અને જે સર્વ શુભગુણોથી યુક્ત છે, તે સદ્ગુરુપરમાત્માને હું નિરંતર નમેલો છું. ૧૨.

પ્રસિદ્ધકર્તાભણીથી.





# प्रश्नोत्तररूपे विविध उपदेश.

**પ્ર૦ ૧ લો. પંચાંગનો અર્થ સમજાવો ?**

ઉત્તર. ૧ તિથિ, ૨ વાર, ૩ નક્ષત્ર, ૪ યોગ, અને ૫ કરણ આ પાંચ અંગોનું જેમાં નિરૂપણ હોય તે પંચાંગ કહેવાય છે.

૧ તિથિ પંદર છે, તેમનાં નામોઃ—પડવે, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ્ઠ, સાતમ, આઠમ, નોમ, દશમ, અગીઆરશ, બારશ, તેરશ, ચૌદશ, ને પૂનમ. ( વદિમાં અમાસ. )

૨ વાર સાત છે, તેમનાં નામોઃ—૧ સોમ, ૨ મંગળ, ૩ બુધ, ૪ ગુરુ, ૫ શુક્ર, ૬ શનિ, ને ૭ રવિ.

૩ નક્ષત્ર ૨૭ છે, તેમનાં નામોઃ—૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃત્તિકા, ૪ રોહિણી, ૫ મૃગશિર, ૬ આર્દ્રા, ૭ પુનર્વસુ, ૮ પુષ્ય, ૯ અશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વાફાલ્ગુની, ૧૨ ઉત્તરાફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતિ, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જ્યેષ્ઠા, ૧૯ મૂળ, ૨૦ પૂર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ઠા, ૨૪ શતતારા, (શતભિષા,) ૨૫ પૂર્વાભાદ્રપદ, ૨૬ ઉત્તરાભાદ્રપદ, ને ૨૭ રેવતી. અભિજિત્ ગણીએ તો અઠ્ઠાવીશ નક્ષત્ર થાય છે.

૪ યોગ સત્તાવીશ છે, તેમનાં નામોઃ—૧ વિષ્કંભ, ૨ પ્રીતિ, ૩ આયુષ્માન્, ૪ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતિગંડ, ૭ સુકર્મા, ૮ ધૃતિ, ૯ શૂલ, ૧૦ ગંડ, ૧૧ વૃદ્ધિ, ૧૨ ધ્રુવ, ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬ અસૃક્, ૧૭ વ્યતીપાત, ૧૮ વરીયાન્, ૧૯ પરિઘ, ૨૦ શિવ, ૨૧ સિદ્ધિ, ૨૨ સાધ્ય, ૨૩ શુભ, ૨૪ શુકલ, ૨૫ બ્રહ્મા, ૨૬ ઇંદ્ર, ને ૨૭ વૈધૃતિ.

૫ કરણ સાત છે, તેમનાં નામોઃ—૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ને ૭ વિષ્ટિ.

સ્થિરકરણોઃ—૧ શકુનિ, ૨ ચતુષ્પદ, ૩ નાગ, ને ૪ કીન્તુઘ્ન. તેમાં પહેલું (શકુનિ) વદિ ૧૪ ના ઉત્તરાર્ધમાં આવે, બીજાં બે (ચતુષ્પદ અને નાગ) અમાંસે આવે, અને છેલ્લું ( કીન્તુઘ્ન ) સુદિ ૧ ના પૂર્વાર્ધમાં આવે છે. બાકી ક્રમપૂર્વક એક દિવસમાં બે કરણ આવે છે.

**પ્ર૦ ૨ જો.** રાશિનાં નામો અને તેમના સંબંધમાં કોઇ જાણવાયોગ્ય હોય તે કહો ?

**ઉત્તર.** ૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ને ૧૨ મીન. રાશિનાં આ નામો તેમની આકૃતિપરથી પડેલાં છે.

સવા બબે નક્ષત્રની એક રાશિ થાય છે. સૂર્ય ૭ રાશિમાં ફરી રહેલા દેખાય ત્યારે એક અયન થાય છે. અયન બે છે, ઉત્તરાયણ અને દક્ષિણાયન. મકરરાશિમાં સૂર્ય પ્રવેશ કરે ત્યારે ઉત્તરાયણનો આરંભ થાય છે. મકરથી મિથુનઆખરસુધી ઉત્તરાયણ ગણાય છે, અને કર્કરાશિમાં સૂર્ય પ્રવેશ કરે ત્યારથી તે ધનના સૂર્ય પૂરા થાય ત્યાંસુધી દક્ષિણાયન ગણાય છે.

ધનાર્ક (ધનારખ) એટલે ધનસંક્રાંતિમાં સૂર્ય હોય તે. મીનાર્ક (મીનારખ) એટલે મીનસંક્રાંતિમાં સૂર્ય હોય તે. આ બે રાશિમાં સૂર્ય હોય ત્યારે (ધનારખમાં અને મીનારખમાં) હિંદુલોકો બહુધા શુભકર્મો કરતા નથી.

**પ્ર૦ ૩ જો.** અધિકમાસ કેટલા સમયમાં પુનઃ આવે ? અને તે આવવાનું કારણ તથા અગત્યના ગ્રહોનું વર્ણન ને ઋતુઓનાં નામો કહો ?

**ઉત્તર.** આશરે ૩૨ માસ અને ૧૬ દિવસે ફરીને અધિકમાસ આવે છે. તે માસમાં સંક્રાંતિ હોતી નથી. ચાંદ્રવર્ષનું સૌરવર્ષ કરવામાટે તે લાવવામાં આવે છે. ચાંદ્રવર્ષ લગભગ ૩૫૪ દિવસનું થાય છે, અને સૌરવર્ષ લગભગ ૩૬૫ા દિવસનું થાય છે.

પૃથ્વીમંડળ ચંદ્રમંડળથી આશરે પચાશગણું મોટું છે, અને સૂર્યમંડળ પૃથ્વીમંડળથી આશરે તેરલાખગણું મોટું છે. ગ્રહોમાં સૌથી મોટો ગ્રહ ગુરુ છે, પરંતુ તે પૃથ્વીથી ઘણે દૂર છે, તેથી નાનો અને થોડો તેજસ્વી લાગે છે, અને શુક્ર તેથી નાનો છે, પરંતુ તે પૃથ્વીની સમીપ છે, તેથી તે ગુરુકરતાં મોટો અને તેજસ્વી લાગે છે.

ઋતુઓ છ છે, ૧ વસંત, ૨ ગ્રીષ્મ, ૩ વર્ષા, ૪ શરદ, ૫ હેમંત, ને ૬ શિશિર. ફાગણથી આસોસુધી બબ્બે માસની એકએક ઋતુ ક્રમથી ગણાય છે. બબ્બે સંક્રાંતિની પણ એકએક ઋતુ ગણાય છે.

**પ્ર૦ ૪ થો.** ચાર્વાક એટલે નાસ્તિકના મતનું ટુંકામાં નિરૂપણ કરો ?

**ઉત્તર.** ૧ તેના મતપ્રમાણે શરીરથી ભિન્ન જીવ નથી, ૨ ઈશ્વર નથી, ૩ પુણ્યપાપ નથી, ૪ સ્વર્ગનરક નથી, ૫ પૃથ્વી જળ તેજ ને વાયુ આ ચાર ભૂતો છે, ૬ અર્થ અને કામ આ બેજ પુ-

રૂષાર્થ છે, ૭ મરવાથી મોક્ષ થાય છે, ને ૮ કોઇ શાસ્ત્ર પ્રમાણુ નથી.

**પ્ર૦ ૫ મો. શૂન્યવાદી બૌદ્ધના મતનું ટુંકામાં નિરૂપણુ કરો ?**

**ઉત્તર.** ૧ સર્વ શૂન્ય છે એવી ભાવના નિરંતર કરવાથી ૧ રૂપ, (શબ્દાદિ પાંચ વિષયો અને શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો,) ૨ વિજ્ઞાન–બુદ્ધિ, ૩ વેદના–સુખદુઃખાદિનો અનુભવ, ૩ સંજ્ઞા–વસ્તુનું નામ અને જ્ઞાન, ને ૫ રાગદ્વેષના સંસ્કાર, આ પાંચ સ્કંધો નિઃશેષ નાશ પામવાથી પુરુષને નિર્વાણુ (મોક્ષ) પ્રાપ્ત થાય છે. ૨ એ મતવાળા વેદ અને બ્રાહ્મણુને પૂજ્ય માનતા નથી, ને ૩ યજ્ઞને ચિત્તશુદ્ધિમાં કે મોક્ષમાં ઉપકારક ગણુતા નથી.

**પ્ર૦ ૬ ઠ્ઠો. ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધના મતનું ટુંકામાં નિરૂપણુ કરો ?**

**ઉત્તર.** તેને મતે આલયવિજ્ઞાનધારા અને પ્રવૃત્તિવિજ્ઞાનધારા એવાં બુદ્ધિનાં બે સ્વરૂપ છે. ૧ હું હું એવું જ્ઞાન એ **આલયવિજ્ઞાનધારા**, ને ૨ ઘટપટાદિને વિષય કરનારું જ્ઞાન તે **પ્રવૃત્તિવિજ્ઞાનધારા** કહેવાય છે. પ્રવૃત્તિવિજ્ઞાનધારાનો આલયવિજ્ઞાનધારામાં લય કરવાથી તેમને મતે મોક્ષ થાય છે. બૌદ્ધધર્મમાં ૧ ભિખ્ખુ, ૨ ભિખ્ખુણી, ૩ ઉપાસક, ને ૪ ઉપાસિકા એવા ચાર ભેદ હોય છે. તેમાં પ્રથમનાં બે ત્યાગી અને પાછળનાં બે ગૃહસ્થ હોય છે. પાંચ સ્કંધોનો નિઃશેષ નાશ કરવારૂપ નિર્વાણ પ્રાપ્ત કરવામાટે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો એ આ ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે.

**પ્ર૦ ૭ મો. જૈનધર્મનું ટુંકામાં નિરૂપણ કરો ?**

**ઉત્તર.** ૧ જીવ, (ભોક્તા,) ૨ અજીવ, (ભોગ્ય,) ૩ પુણ્ય, ૪ પાપ, ૫ આસ્રવ, (ઇંદ્રિયોની વિષયાભિમુખ પ્રવૃત્તિ,) ૬ સંવર, (પ્રવૃત્તિને

રોકનાર યમનિયમ,) ૭ નિર્જર, (પાપનો નાશ કરનાર તપ,) ૮ બંધ, (આઠ પ્રકારનાં કર્મો,) ને ૯ મોક્ષ, (આઠ પ્રકારનાં કર્મોનો અત્યંત નાશ થયે સિદ્ધશિલાપર સિદ્ધરૂપે સ્થિતિ થવી તે,) આ નવતત્ત્વોનો વિચાર કરવાથી, તથા પ્રાણાતિપાત, (હિંસા,) ૨ મૃષાવાદ, (જૂઠું બોલવું,) ૩ અદત્તાદાન, (ચોરી,) ૪ મૈથુન, (અબ્રહ્મચર્ય,) ને પરિગ્રહ (મમતાપૂર્વક પદાર્થો એકત્ર કરવા તે) આ પાંચનો સર્વથા સર્વદા ત્યાગ કરવાથી જ્ઞાનાવરણીય, (તીર્થંકરોએ કરેલા ઉપદેશથી મોક્ષ થતો નથી એવી સમજ,) દર્શનાવરણીય, (જૈનશાસ્ત્રના શ્રવણથી મોક્ષ થતો નથી એવી સમજ,) મોહનીય, (જૈનધર્મ સર્વથી શ્રેષ્ઠ નથી એવી સમજ,) ને આંતરીય (જ્ઞાનાદિમાં પ્રતિબંધ કરનાર કર્મ) આ ચાર ઘાતી કર્મોનો નાશ થાય છે. આવા જ્ઞાનીનું શરીર પડ્યાપછી તેની લોકાગ્રમાં સિદ્ધશિલાપર સિદ્ધરૂપે સ્થિતિ થાય છે. એ કાળે તેનાં ૧ વેદનીય, (મેં તત્ત્વને જાણ્યું છે એવું અભિમાન,) ૨ નામિક, (હું અમુક નામવાળો છું એવું જ્ઞાન,) ૩ ગોત્રિક, (હું તીર્થંકરની શિષ્યપરંપરામાં પ્રવેશ પામેલો છું એવું જ્ઞાન,) ને આયુષ્ (દેહને ધારણ કરનારું કર્મ) આ ચાર અઘાતી કર્મો પણ નાશ પામે છે.

જૈનો જીવને શરીરજેવડો માને છે, જગત્કર્તા ઈશ્વરને માનતા નથી, સંસારના પદાર્થોને કાળવડે વધતાઘટતા એવા નિત્ય માને છે, ને તીર્થંકર, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, અને મુનિ એમની ઉપાસનાવડે તથા જ્ઞાન ને તપવડે આઠ પ્રકારનાં કર્મોનો વિલય કરવાથી મોક્ષ થાય છે એમ સ્વીકારે છે. તેઓ ૧ સુખંસુખં, ૨ સુખં, ૩ સુખંદુઃખં, ૪ દુઃખંસુખં, ૫ દુઃખં, અને ૬ દુઃખંદુઃખં એમ કાળના છ આરા માને છે. તેઓમાં દિગંબર, (હુમડ,) તપા, અને ઢુંઢિયા આદિ ભેદ

છે. તેઓ બ્રાહ્મણ અને વેદને પૂજ્ય માનતા નથી, અને યજ્ઞનો તિરસ્કાર કરે છે.

**પ્ર૦ ૮ મો. યાહુદીના મતનું ટુંકામાં નિરૂપણ કરો ?**

**ઉત્તર.** યાહુદી લોકો એક ઈશ્વરને માને છે. તેના પેગંબર (પરમેશ્વરભણીથી સંદેશો લાવનાર) મુસા છે. તે શનિવારને પવિત્ર ગણે છે. તેમને મતે જીહોવા–ઈશ્વર–જીવને ઉત્પન્ન કરે છે. નરકમાં જનારા અને સ્વર્ગમાં જનારા જીવોને તે પ્રથમથી જ નક્કી કરે છે. ક્યામતને દિવસે તેમનો ન્યાય ઈશ્વર કરે છે. પછી પુણ્યવાનને તે કાયમના સ્વર્ગમાં ને પાપીને તે કાયમના નરકમાં મોકલે છે. તેમને મતે પુનર્જન્મ નથી. તેઓ નિમાજ, રોઝા, અને સુનતને કર્તવ્યરૂપ માને છે.

**પ્ર૦ ૯ મો. ખ્રીસ્તીધર્મનું ટુંકામાં નિરૂપણ કરો ?**

**ઉત્તર.** તેઓ પિતા, (ઈશ્વર,) પુત્ર, (ઇસુ,) અને પવિત્રઆત્મા આ ત્રિપુટીને માને છે. એમના મતમાં દીક્ષા થાય ત્યારે જળસંસ્કાર તથા પવિત્રભોજન થાય છે. તેમાં ત્રણ મુખ્ય પેટા વિભાગ છે, ૧ રોમનકાથલિક, ૨ પ્રોટેસ્ટંટ, ને ૩ ગ્રીકચર્ચ. તેઓ બાઇબલને એટલે પુરાતનસ્થાપના અને નવીનસ્થાપનાને પ્રમાણરૂપ માને છે, તેમાં પણ નવીનસ્થાપનાને વધારે પ્રમાણરૂપ માને છે. એ ત્રણ મતમાં પરસ્પર કેટલોક ભેદ છે. રોમનકાથલિક અને ગ્રીકચર્ચવાળા મરિયમ(ઇસુખ્રિસ્તની મા)ને મધ્યસ્થ માને છે, પરંતુ પ્રોટેસ્ટંટધર્મવાળા તેમ માનતા નથી. પ્રોટેસ્ટંટમત માર્ટિનલ્યુથરે ચલાવેલો છે. તેઓ પુણ્યપાપના ફળરૂપે કાયમનું સ્વર્ગનરક માને છે, પુનર્જન્મ માનતા નથી, અને ન્યાયના દિવસે બધા મનુષ્યાદિનો ઈશ્વર ન્યાય કરશે એમ યાહુદીની પેઠે માને છે.

**પ્ર૦ ૧૦ મો. મુસલમાનીધર્મનું ટુંકામાં નિરૂપણ કરો ?**

ઉત્તર. તે લોકો એક ઈશ્વરને તથા મહંમદપેગંબરને માને છે. તેઓ કુરાન અને હદીસને પ્રમાણરૂપ માને છે. હદીસમાં મહંમદપેગંબરનાં વચનો અને તેમની રહેણીકરણીનું વર્ણન છે.

પ્રત્યેક મુસલમાનઉપર પાંચ પ્રકારનું કર્તવ્ય મનાય છે. ૧ કલમો પઢવો, ૨ પાંચ વેળા નિમાજ કરવી, ૩ રમઝાનમાસમાં રોજા રાખવા, ૪ જકાત આપવી, (મીલકતપર અઢી ટકા ધર્માદો આપવો,) ને ૫ શક્તિ હોય તો હજ કરવી. તેઓ પુનર્જન્મને માનતા નથી. પુણ્યથી કાયમનું સ્વર્ગ અને પાપથી કાયમનું નરક જીવને મળે છે એવું માનેછે. કયામતને દિવસે ઈશ્વર બધાનો ન્યાય કરશે એમ માને છે. તેમને મતે જીવોને ને જગતને ઈશ્વર ઉત્પન્ન કરે છે.

પ્ર૦ ૧૧ મો. રામાનુજઆચાર્યના મતનું ટુંકામાં નિરૂપણ કરો?

ઉત્તર. ૧ વાસુદેવ—ઈશ્વર, ૨ અચિત્—માયા, ને ૩ ચિત્—જીવ એ ત્રણ પદાર્થને તે મતવાળા અનાદિઅનંત માને છે. માયા અને જીવના નિયંતા ઈશ્વર છે. જીવ અણુજેવડો છે. ઈશ્વર ૧ અર્ચા, (પ્રતિમા,) ૨ વિભવ, (અવતાર,) ૩ વ્યૂહ, (૧ વાસુદેવ, ૧ સંકર્ષણ, ૩ પ્રદ્યુમ્ન, ને ૪ અનિરુદ્ધ,) ૪ સૂક્ષ્મ, (પરબ્રહ્મ,) ને ૫ અંતર્યામી (જીવમાં રહીને પ્રેરણા કરનાર) આ પાંચ રૂપે સ્થિત છે. ૧ અભિગમન—ભગવાનના મંદિરમાં વાળવુંલીંપવું ઇત્યાદિ, ૨ ઉપાદાન—ભગવાનની પૂજામાટે ગંધપુષ્પાદિ સામગ્રી ગ્રહણ કરવી, ૩ પૂજા, ૪ સ્વાધ્યાય, ને ૫ યોગ—અંતર્યામીનું ધ્યાન—આ પાંચ પ્રકારની ઉપાસનાઓ છે. એ ઉપાસનાઓ કરવાથી ભક્તના ચિત્તમાં ભક્તિનામના જ્ઞાનનો આવિર્ભાવ થાય છે, અને યોગવડે જ્યારે અહંકારાદિ લય પામી જાય છે, ત્યારે ભક્તવત્સલ ભગવાન્ ભક્તને પોતાનું ધામ આપે છે.

ભગવાનમાં પરમપ્રીતિરૂપ ભક્તિસહિત ધ્યાનાદિથી ભગવાનનો સાક્ષાત્કાર, નિર્મળ વૈરાગ્યથી ભક્તિની પ્રાપ્તિ, અંતઃકરણની શુદ્ધિથી વૈરાગ્યનો લાભ, આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ, અને અદૃષ્ટ અન્ન જમવારૂપ વિવેકના પાલનથી આહારની શુદ્ધિ થાય છે. તેમનો મત વિશિષ્ટાદ્વૈત એટલે જીવ ને માયારૂપ વિશેષણવાળું અદ્વૈત માનનારો કહેવાય છે.

**પ્ર૦ ૧૨ મો. વલ્લભાચાર્યના મતનું ટુંકામાં નિરૂપણ કરો?**

**ઉત્તર.** જીવ અણુજેવડો છે, જીવ તથા જગત્ બ્રહ્મના અવિકારિપરિણામરૂપ હોવાથી સત્ છે, ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણ મુમુક્ષુને સેવવાયોગ્ય છે, અને તે નવધાભક્તિમાંની કોઇ એક ભક્તિવડે ઉપજેલી દશમી પરાભક્તિવડે પ્રસન્ન થાય છે. સેવા બે પ્રકારની છે, ૧ સાધનરૂપ—શરીર અને દ્રવ્યાદિવડે થતી—સેવા, ને ૨ ફળરૂપ—માનસ—સેવા. ગોલોકની પ્રાપ્તિ તે મોક્ષ છે. તેમના મતનું નામ શુદ્ધાદ્વૈત એટલે માયાવિનાનું અદ્વૈત માનનારો મત છે.

**પ્ર૦ ૧૩ મો. મધ્વાચાર્યના મતનું ટુંકામાં નિરૂપણ કરો?**

**ઉત્તર.** એમને મતે સ્વતંત્ર અને પરતંત્ર એવાં બે તત્ત્વ છે. વિષ્ણુ સ્વતંત્ર તત્ત્વ છે, તથા જીવ અને જડ જગત્ એ પરતંત્ર તત્ત્વ છે. જીવ અણુપરિમાણ અને ભગવાનનો દાસ છે. ભગવાનની સેવા કરવી એજ જીવનું કર્તવ્ય છે. સેવા ત્રણ પ્રકારની છે, ૧ અંકન, ૨ નામકરણ, ને ૩ ભજન. ૧ અંકન—ભગવાનનું વારંવાર સ્મરણ થાય માટે શરીરઉપર શંખચક્રાદિ નારાયણનાં આયુધોનાં ચિહ્ન કરવાં તે, ૨ નામકરણ—ભગવાનના નામનું વારંવાર સ્મરણ થાય માટે પુત્રાદિનાં કેશવકૃષ્ણાદિ નામ પાડવાં તે, ૩ ભજન—૧ દયા,

૨ ભગવત્સ્પૃહા, ૩ શ્રદ્ધા, ૪ સત્યવાક્ય, ૫ હિતવાક્ય, ૬ પ્રિયવાક્ય, ૭ સ્વાધ્યાય, ૮ દાન, ૯ પોતાનું અને અન્યનું રક્ષણ, ને ૧૦ પૂજા એ દશ પ્રકારની ક્રિયા કરી નારાયણને સમર્પણ કરવી તે.

ભગવાનની સેવાથી ભગવાનની પ્રસન્નતાદ્વારા જીવને વૈકુંઠની પ્રાપ્તિ થાય છે તે તેમને મતે મોક્ષ છે.

**પ્ર૦ ૧૪ મો.** નિંબાર્કના મતનું સંક્ષેપમાં નિરૂપણ કરો ?

**ઉત્તર.** તે દ્વૈતાદ્વૈતને માને છે. તે વ્યવહારકાળે દ્વૈત અને મોક્ષકાળે અદ્વૈતનો અંગીકાર કરે છે. તેમને મતે નવધાભક્તિમાંની કોઇ એક ભક્તિ કરવાથી વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે તે મોક્ષ છે.

**પ્ર૦ ૧૫ મો.** સ્વામીનારાયણના (ઉદ્ધવસંપ્રદાયના) મતનું ટુંકામાં નિરૂપણ કરો ?

**ઉત્તર.** એમને મતે ઈશ્વર, માયા, અને જીવ અનાદિઅનંત છે. જીવ અણુજેવડો છે. સાકાર ઈશ્વર અક્ષરધામમાં નિત્ય વિરાજમાન છે. નિષ્કામ, નિર્માન, નિર્લોભ, નિઃસ્નેહ, અને નિઃસ્વાદ આ પાંચ વર્તમાન પાળી અક્ષરધામમાં રહેલા નારાયણ અથવા તેમના અવતારરૂપ માનેલા સહજાનંદસ્વામીની ઉપાસના કરવાથી જીવને અક્ષરધામની પ્રાપ્તિ થાય છે, તે મોક્ષ છે.

**પ્ર૦ ૧૬ મો.** મુખ્ય નરકોનાં નામો કહો ?

**ઉત્તર.** ૧ અવિચિ, ૨ મહાકાળ, ૩ અંબરીષ, ૪ રૈરવ, ૫ મહારૈરવ, ૬ કાળસૂત્ર, ને ૭ અંધતામિસ્ર. આ લોકમાં ન ભોગવી શકાય એવાં પાપનું ફળ ભોગવવાનાં સ્થાનો તે નરક કહેવાય છે.

**પ્ર૦ ૧૭ મો.** સાત દ્વીપોનાં નામો કહો ?

**ઉત્તર.** જંબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ, ને પુષ્કરદ્વીપ.

**પ્ર૦ ૧૮ મો.** સાત સમુદ્રોનાં નામો કહો ?

**ઉત્તર.** ૧ લવણોદધિ, ૨ ઇક્ષુરસોદધિ, ( શેરડીના રસનો સમુદ્ર, ) ૩ સુરોદધિ, ( દારૂનો સમુદ્ર, ) ૪ ઘૃતોદધિ, ( ઘીનો સમુદ્ર. ) ૫ દધિમંડોદધિ, ( છાશનો સમુદ્ર, ) ૬ ક્ષિરોદધિ, ( દૂધનો સમુદ્ર, ) ને ૭ સ્વાદૂદકોદધિ. ( મીઠા પાણીનો સમુદ્ર. )

**પ્ર૦ ૧૯ મો.** બ્રહ્માંડમાં લોક કેટલા અને કયા કયા છે તે કહો ?

**ઉત્તર.** લોક સાત છે, ૧ ભૂર્, ૨ ભુવર્, ૩ સ્વર્, ૪ મહર્, ૫ જન, ૬ તપ, ને ૭ સત્ય.

**પ્ર૦ ૨૦ મો.** પાતાળ કેટલાં અને કયાં કયાં છે તે કહો ?

**ઉત્તર.** પાતાળ સાત છે, ૧ અતળ, ૨ વિતળ, ૩ સુતળ, ૪ તળાતળ, ૫ મહાતળ, ૬ રસાતળ, ને ૭ પાતાળ.

**પ્ર૦ ૨૧ મો.** સાત મહર્ષિઓનાં નામો કહો ?

**ઉત્તર.** ૧ ભૃગુ, ૨ મરીચિ, ૩ અત્રિ, ૪ પુલસ્ત્ય, ૫ પુલહ, ૬ ક્રતુ, ને ૭ વસિષ્ઠ.

**પ્ર૦ ૨૨ મો.** બ્રહ્માના ચાર માનસપુત્રોનાં નામ કહો ?

**ઉત્તર.** ૧ સનક, ૨ સનંદન, ૩ સનાતન, ને ૪ સનત્કુમાર.

**પ્ર૦ ૨૩ મો.** ચૌદ મનુઓનાં નામ કહો ?

**ઉત્તર.** ૧ સ્વાયંભુવ, ૨ સ્વારોચિષ, ૩ ઔત્તમિ, ૪ તામસ, ૫ રૈવત, ૬ ચાક્ષુષ, ૭ વૈવસ્વત, ૮ સાવર્ણિ, ૯ દક્ષસાવર્ણિ, ૧૦ બ્રહ્મસાવર્ણિ, ૧૧ ધર્મસાવર્ણિ, ૧૨ ઇંદ્રસાવર્ણિ, ૧૩ દેવસાવર્ણિ, ને ૧૪ રુદ્રસાવર્ણિ.

**પ્ર૦ ૨૪ મો.** બાર આદિત્યોનાં નામ કહો ?

**ઉત્તર.** ૧ ધાતા, ૨ મિત્ર, ૩ અર્યમા, ૪ રુદ્ર, ૫ વરુણ, ૬

સૂર્ય, ૭ ભગ, ૮ વિવસ્વાન, ૯ પૂષા, ૧૦ સવિતા, ૧૧ ત્વષ્ટા, ને ૧૨ વિષ્ણુ.

**પ્ર૦ ૨૫ મો.** આઠ વસુઓનાં નામો કહો?

**ઉત્તર.** ૧ ધર, ૨ ધ્રુવ, ૩ સોમ, ૪ અહ અથવા વિષ્ણુ વા સાવિત્ર, ૫ અનિલ, ૬ અનલ, ૭ પ્રત્યુષ, ને ૮ પ્રભાસ.

**પ્ર૦ ૨૬ મો.** અગીઆર રુદ્રોનાં નામો કહો?

**ઉત્તર.** ૧ અજૈકપાત, ૨ અહિર્બુધ્ન, ૩ વિરૂપાક્ષ, ૪ સુરેશ્વર, ૫ જયંત ૬ બહુરૂપ, ૭ ત્ર્યંબક, ૮ અપરાજિત, ૯ વૈવસ્વત, ૧૦ સાવિત્ર, ને ૧૧ હર. (શંકર.)

**પ્ર૦ ૨૭ મો.** બાર સાધ્યદેવોનાં નામો કહો?

**ઉત્તર.** ૧ મન, ૨ મંતા, ૩ પ્રાણ, ૪ નર, ૫ અપાન, ૬ વીર્યવાન, ૭ વિનિર્ભય, ૮ નય, ૯ દંસ, ૧૦ નારાયણ, ૧૧ વૃષ, ને ૧૨ પ્રભુ.

**પ્ર૦ ૨૮ મો.** દશ વિશ્વેદેવાનાં નામો કહો?

**ઉત્તર.** ૧ ક્રતુ, ૨ દક્ષ, ૩ વસુ, ૪ સત્ય, ૫ કામ, ૬ કાળ, ૭ ધ્વનિ, ૮ રોચક, ૯ આદ્રવા, ને ૧૦ પુરૂરવા.

**પ્ર૦ ૨૯ મો.** સૂર્યની બાર કળાનાં, ચંદ્રની સોળ કળાઓનાં, ને અગ્નિની દશ કળાઓનાં નામો કહો?

**ઉત્તર.** ૧ તપિની, ૨ તાપિની, ૩ ધૂમ્રા, ૪ મરીચિ, ૫ જ્વાલિની, ૬ રુચિ, ૭ સુષુમ્ણા, ૮ ભોગદા, ૯ વિશ્વા, ૧૦ બોધિની, ૧૧ ધારિણી, ને ૧૨ ક્ષમા એ સૂર્યની બાર કળાનાં નામો છે. ૧ અમૃતા, ૨ માનદા, ૩ પૂષા, ૪ પુષ્ટિ, ૫ તુષ્ટિ, ૬ રતિ, ૭ ધૃતિ, ૮ શશિની, ૯ ચંદ્રિકા, ૧૦ કાન્તિ, ૧૧ જ્યોત્સ્ના, ૧૨ શ્રી, ૧૩

પ્રીતિ, ૧૪ અંગદા, ૧૫ પૂર્ણા, ને ૧૬ પૂર્ણામૃતા એ ચંદ્રની સોળ કળાઓનાં નામો છે. ૧ ધૂમ્રા, ૨ અર્ચિ, ૩ ઊષ્મા, ૪ જ્વલિની, ૫ જ્વાલિની, ૬ વિસ્ફુલિંગિની, ૭ સુશ્રી, ૮ સુરૂપા, ૯ કપિલા, ને ૧૦ હવ્યકવ્યવહે એ અગ્નિની દશ કળાઓનાં નામો છે.

**પ્ર૦ ૩૦ મો. જીવ એટલે શું? અર્થાત્ જીવ કોને કહેવો?**

**ઉત્તર.** વ્યષ્ટિઅવિદ્યા, (અવિદ્યાનો અંશ, ) વ્યષ્ટિઅવિદ્યામાં પડેલું ચેતનનું પ્રતિબિંબ, અને વ્યષ્ટિઅવિદ્યાનું અધિષ્ઠાન ફૂટસ્થચેતન એ ત્રણ મળીને જીવ કહેવાય છે.

**પ્ર૦ ૩૧ મો. ઈશ્વર એટલે શું? અર્થાત્ ઈશ્વરનું સ્વરૂપ શું?**

**ઉત્તર.** માયા, માયામાં પડેલું ચેતનનું પ્રતિબિંબ, અને માયાનું અધિષ્ઠાન ચેતન આ ત્રણ મળીને ઈશ્વર કહેવાય છે.

**પ્ર૦ ૩૨ મો. જીવના ગુણ કહો?**

**ઉત્તર.** અલ્પજ્ઞતા, અલ્પશક્તિમાન્પણું, પરતંત્રતા, ને પરિચ્છિન્નતા.

**પ્ર૦ ૩૩ મો. ઈશ્વરના ગુણ કહો?**

**ઉત્તર.** સર્વજ્ઞતા, સર્વશક્તિમાન્પણું, સ્વતંત્રતા, ને અપરિચ્છિન્નતા.

**પ્ર૦ ૩૪ મો. જીવનો ઉપાધિ કહો?**

**ઉત્તર.** વ્યષ્ટિઅવિદ્યા વા અંતઃકરણ.

**પ્ર૦ ૩૫ મો. ઈશ્વરનો ઉપાધિ કહો?**

**ઉત્તર.** માયા.

**પ્ર૦ ૩૬ મો. આત્માની વ્યાખ્યા કહે!**

**ઉત્તર.** વ્યષ્ટિઅવિદ્યાનું વા અંતઃકરણનું અધિષ્ઠાન ફૂટસ્થચેતન.

**પ્ર૦ ૩૭ મો. બ્રહ્મની વ્યાખ્યા કહો?**

ઉત્તર. બ્રહ્માંડની અંદર અને બહાર જે ચેતન વ્યાપી રહેલું છે તે.

પ્ર૦ ૩૮ મો. જ્ઞાનનાં દૂરનાં ઉપયોગી સાધનો કેટલાં ? ક્યાં ક્યાં ? અને વિવેક, વૈરાગ્ય, ને મુમુક્ષુતા એઓનાં સ્વરૂપ કહો ?

ઉત્તર. જ્ઞાનનાં દૂરનાં ઉપયોગી સાધનો ચાર છે, ૧ વિવેક, ૨ વૈરાગ્ય, ૩ શમદમાદિ ૭ સંપત્તિ, અને ૪ મુમુક્ષુતા.

વિવેક—આ વિશ્વમાં જે નિત્ય અને અનિત્ય છે તેને બરાબર જાણવું તે.

વૈરાગ્ય—બ્રહ્મલોકપર્યંતના સુખની અનિચ્છા. વૈરાગ્ય બે પ્રકારના છે, અપર ને પર. આ લોકના તથા સ્વર્ગાદિના વિષયોમાં ઉદાસીનજેવી સ્થિતિ તે અપરવૈરાગ્ય. તેના યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય, ને વશીકાર એવા ચાર પ્રકાર છે. દોષદર્શનપૂર્વક વિષયોના ત્યાગમાટે યત્ન આરંભવો તે યતમાનવૈરાગ્ય, કેટલાક વિષયોનો ત્યાગ થઇ જાય ને કેટલાક વિષયો ત્યજવા બાકી રહે, ને તે ત્યજવા બાકી રહેલા વિષયોના ત્યાગમાટે સાવધાનતાપૂર્વક યત્ન થાય તે વ્યતિરેકવૈરાગ્ય, વિષયભોગનો સ્થૂળરીતે ત્યાગ થયા છતાં મનમાં વિષયોના સંબંધમાં ઔત્સુક્ય રહે એવી સ્થિતિ તે એકેંદ્રિયવૈરાગ્ય, ને હું વિષયોને વશ નથી, પણ વિષયો મારે વશ છે, એવી અવસ્થા અનુભવાય તે વશીકારવૈરાગ્ય કહેવાય છે. સુખ, દુઃખ, ને મૂઢતામાં ચિત્તનો સમભાવ રહે તે પરવૈરાગ્ય કહેવાય છે.

મુમુક્ષુતા—મોક્ષ મેળવાની તીવ્ર ઇચ્છા.

પ્ર૦ ૩૯ મો. શમદમાદિ ૭ સંપત્તિઓનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉત્તર. શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ, અને તિતિક્ષા એ ૭ સંપત્તિનાં નામો છે.

શમ—મનને વિષયોમાંથી રોકવું તે.

દમ—ઇંદ્રિયોને વિષયોમાંથી રોકવી તે.

શ્રદ્ધા—ગુરુ અને શાસ્ત્રના વચનઉપર પૂર્ણ વિશ્વાસ. (તેમના વચનમાં પ્રામાણિકપણાનો નિશ્ચય.)

સમાધાન—જે શુભ વિષયમાં મન લગાડ્યું હોય તેમાંજ નિશ્ચળ રહે તે-બ્રહ્મમાં એકાગ્રતા રાખવી તે.

ઉપરામ—ત્યજી દીધેલ વિષયને ફરી ભોગવવાની ઇચ્છા ન થાય તે-સકામ કર્મ ન કરવાં તે.

તિતિક્ષા—ભૂખતરષ, ટાઢતડકો, ને સુખદુઃખઆદિ દ્વંદ્વો સહન કરવાની શક્તિ.

પ્ર૦ ૪૦ મો. આ વિશ્વમાં નિત્ય શું છે?

ઉત્તર. બ્રહ્મ.

પ્ર૦ ૪૧ મો. આ વિશ્વમાં અનિત્ય શું છે?

ઉત્તર. માયા અને માયાનું કાર્ય.

પ્ર૦ ૪૨ મો. વિવેક શાથી ઉત્પન્ન થાય છે?

ઉત્તર. સત્પુરુષના સમાગમથી અને સત્શાસ્ત્રના શ્રવણથી.

પ્ર૦ ૪૩ મો. વૈરાગ્ય શાથી ઉત્પન્ન થાય છે?

ઉત્તર. વિષયોમાં દોષદર્શન કરવાથી.

પ્ર૦ ૪૪ મો. મુમુક્ષુ કોને કહેવો?

ઉત્તર. ત્રણ પ્રકારના દુઃખની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્યપ્રાપ્તિ મેળવવાને ઇચ્છનાર પુરુષને.

પ્ર૦ ૪૫ મો. ત્રણ પ્રકારનાં દુઃખનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** ૧ આધ્યાત્મિક, ૨ આધિભૌતિક, અને ૩ આધિદૈવિક એ ત્રિવિધ દુઃખનાં નામો છે.

૧ **આધ્યાત્મિક દુઃખ**—સ્થૂળ અને સૂક્ષ્મશરીરમાં વિકાર થવાથી અર્થાત્ તાવઆદિ તથા કામક્રોધાદિવડે જે દુઃખ થાય તે.

૨ **આધિભૌતિકદુઃખ**—વાઘ, વરુ, સર્પ, ને ચોર વગેરે પ્રાણિઓથી જે દુઃખ થાય તે.

૩ **આધિદૈવિકદુઃખ**—દેવતાઓભણીથી જે દુઃખ થાય તે. જેવાં કે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, કોલેરા, મરકી, ને વીજળી પડવી વગેરે.

**પ્ર૦ ૪૬ મો.** જ્ઞાનનાં સમીપનાં સાધનો કેટલાં? તેમનાં નામ અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** જ્ઞાનનાં સમીપનાં સાધનો ત્રણ છે, ૧ શ્રવણ, ૨ મનન, અને ૩ નિદિધ્યાસ.

૧ **શ્રવણ**—વિવેકાદિ સાધન સંપાદન કરી તત્ત્વવેત્તા પુરુષોદ્વારા તાત્પર્યનો નિર્ણય કરનાર છ લિંગોસહિત મોક્ષનું પ્રતિપાદન કરનારા ગ્રંથો સાંભળવા તે.

૨ **મનન**—ભેદની બાધક અને અભેદની સાધક યુક્તિઓવડે સાંભળેલા વિષયને પક્કો કરવો તે.

૩ **નિદિધ્યાસ**—અનાત્માકાર વૃત્તિઓને રોકી આત્માકાર વૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવવો તે.

**પ્ર૦ ૪૭ મો.** તાત્પર્યનો નિર્ણય કરનારાં છ લિંગોનાં નામો અને તેમનાં સ્વરૂપો કહો?

**ઉત્તર.** ૧ ઉપક્રમ અને ઉપસંહારની એકતા, ૨ અભ્યાસ, ૩ અપૂર્વતા, ૪ ફળ, ૫ અર્થવાદ, ને ૬ ઉપપત્તિ એ છ લિંગોનાં નામો છે.

૧ ઉપક્રમ અને ઉપસંહારની એકતા—ગ્રંથના આરંભમાં જે

કહ્યું હોય, અને ગ્રંથના અંતમાં જે નિર્ણય કર્યો હોય તેની એકતા.

૨ અભ્યાસ—ગ્રંથમાં વારંવાર જે કહેવામાં આવ્યું હોય તે.

૩ અપૂર્વતા—તેજ ગ્રંથથી જણાય એવો અસાધારણ વિષય, વા અલૌકિકતા.

૪ ફળ—તેજ ગ્રંથના શ્રવણ તથા અભ્યાસથી જે પ્રયોજન સિદ્ધ થાય તે.

૫ અર્થવાદ—ગ્રંથમાં કહ્યા પ્રમાણે કરનારની સ્તુતિ અને તે પ્રમાણે નહિ કરનારની નિંદા.

૬ ઉપપત્તિ—ગ્રંથમાં દૃષ્ટાંત આપીને જે વાત સિદ્ધ કરી હોય તે.

**પ્ર૦ ૪૮ મો.** બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કયા સાધનવડે થાય છે?

**ઉત્તર.** શ્રવણ, મનન, અને નિદિધ્યાસવડે બ્રહ્મનો સાક્ષાત્કાર એટલે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે.

**પ્ર૦ ૪૯ મો.** મોક્ષના પ્રકાર, તેમનાં નામ, અને સ્વરૂપ કહો !

**ઉત્તર.** મોક્ષના બે પ્રકાર છે, ૧ સદ્યોમોક્ષ ને ૨ ક્રમમોક્ષ.

૧ સદ્યોમોક્ષ—જ્ઞાનીને વર્તમાન જન્મમાં જ વિદેહકૈવલ્યરૂપ જે મોક્ષ થાય છે તે.

૨ ક્રમમોક્ષ—ઉપાસનાવડે બ્રહ્માના લોકમાં જઇ ત્યાંનાં સુખ ભોગવી બ્રહ્માને વિદેહકૈવલ્ય થયે ઉપાસકને જે મોક્ષ થાય છે તે.

**પ્ર૦ ૫૦ મો.** ક્રમમોક્ષના પ્રકાર કેટલા ? તથા તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ક્રમમોક્ષના ચાર પ્રકાર છે, ૧ સાલોક્ય, ૨ સામીપ્ય, ૩ સારૂપ્ય, ને ૪ સાયુજ્ય.

૧ સાલોક્ય—પોતાના ઇષ્ટદેવના લોકમાં જઇને રહેવું.

૨ સામીપ્ય—પોતાના ઇષ્ટદેવની સમીપમાં રહેવું.

૩ **સારૂપ્ય**—પોતાના ઇષ્ટદેવના જેવા રૂપને પામવું.

૪ **સાયુજ્ય**—પોતાના ઇષ્ટદેવના જેવા ઐશ્વર્યને પામવું.(જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરવાના ઐશ્વર્યવિના.)

**પ્ર૦ ૫૧ મો.** અવિદ્યા એટલે શું ?

**ઉત્તર.** અજ્ઞાન. બ્રહ્મજ્ઞાનવડે જેની સાક્ષાત્ નિવૃત્તિ થઈ શકે એવો પદાર્થ અજ્ઞાન કહેવાય છે.

**પ્ર૦ ૫૨ મો.** અવિદ્યાનું શરીરમાં પ્રથમ કાર્ય શું ?

**ઉત્તર.** અંતઃકરણ.

**પ્ર૦ ૫૩ મો.** શરીર કેટલાં? તથા તેમનાં નામ ને સ્વરૂપ કહો?

**ઉત્તર.** શરીર ત્રણ છે, ને સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ એ તેમનાં નામો છે. તેમાં **સ્થૂળશરીર** પૃથિવી, જળ, તેજ, વાયુ, ને આકાશ એ પંચભૂતોનું બનેલું છે, **સૂક્ષ્મશરીર** પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણો, મન, ને બુદ્ધિ એ સત્તર તત્ત્વોનું બનેલું છે, ને **કારણશરીર** અજ્ઞાનરૂપ છે. તે સ્થૂળ અને સૂક્ષ્મશરીરનો હેતુ હોવાથી કારણશરીર કહેવાય છે.

**પ્ર૦ ૫૪ મો.** પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, ને પાંચ પ્રાણોનાં નામો કહો?

**ઉત્તર.** ૧ હાથ, ૨ પગ, ૩ વાણી, ૪ ગુદા, ને ૫ ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયોનાં નામો છે, ને ૧ આંખ, ૨ કાન, ૩ નાક, ૪ જીભ, ને ૫ ત્વચા એ પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં નામો છે, અને ૧ પ્રાણ, ૨ અપાન, ૩ સમાન, ૪ વ્યાન, ને ૫ ઉદાન એ પાંચ પ્રાણોનાં નામો છે.

**પ્ર૦ ૫૫ મો.** અંતઃકરણ એટલે શું ? તેની અવસ્થા ? અને તે અવસ્થાઓનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** અંતઃકરણ એટલે શરીરની અંદરનાં સુખદુઃખાદિ જા-

ણવાનું સાધન. તેની ત્રણ અવસ્થા છે, ૧ જાગ્રત, ૨ સ્વપ્ન, ને ૩ સુષુપ્તિ.

૧ **જાગ્રત**—ઇંદ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર નીકળી બહારના સ્થૂળ વિષયોને વિષય કરે તે અવસ્થા.

૨ **સ્વપ્ન**—અંતઃકરણની વૃત્તિ શરીરમાં જ કલ્પિત વિષયો રચીને તેને આકારે થાય તે અવસ્થા.

૩ **સુષુપ્તિ**—અંતઃકરણ પોતાના કારણ અજ્ઞાનરૂપ થાય તે અવસ્થા.

**પ્ર૦ ૫૬ મો.** અંતઃકરણના વૃત્તિભેદે કેટલા ભાગ? તે કયા કયા? અને તેમના ધર્મો કહો?

**ઉત્તર.** અંતઃકરણના વૃત્તિભેદે ચાર ભાગ છે, ૧ મન, ૨ બુદ્ધિ, ૩ ચિત્ત, ને ૪ અહંકાર.

૧ મનનો ધર્મ સંકલ્પવિકલ્પ કરવાનો છે.

૨ બુદ્ધિનો ધર્મ નિશ્ચય કરવાનો છે.

૩ ચિત્તનો ધર્મ ચિંતન કરવાનો છે.

૪ અહંકારનો ધર્મ અભિમાન કરવાનો છે.

**પ્ર૦ ૫૭ મો.** જ્ઞાનેંદ્રિય એટલે શું? અને તે પ્રત્યેકથી શું જ્ઞાન થાય છે તે કહો?

**ઉત્તર. જ્ઞાનેંદ્રિય** એટલે જીવને બહારના વિષયોનું જ્ઞાન મેળવવાનું સાધન. તેમાં ૧ આંખથી રૂપ જોવાય છે, ૨ કાનથી શબ્દ સંભળાય છે, ૩ નાકથી ગંધ લેવાય છે, ૪ જીભથી રસ જણાય છે, અને ૫ ત્વચાથી સ્પર્શનું જ્ઞાન થાય છે.

**પ્ર૦ ૫૮ મો.** કર્મેન્દ્રિય એટલે શું? ને હાથઆદિ પાંચ કર્મેન્દ્રિયોથી શું શું કામ થાય છે તે કહો?

**ઉત્તર.** જીવને બહારનાં કર્મ કરવાનું સાધન તે કર્મેન્દ્રિય કહેવાય છે.

૧ હાથથી લેવુંદેવુંઆદિ થાય છે, ૨ પગથી ચલાય છે, ૩ વાણીથી બોલવાનું કામ થાય છે, ૪ ગુદાથી મળનો ત્યાગ થાય છે, ને ૫ શિશ્નથી મૂત્રાદિનો ત્યાગ થાય છે.

**પ્ર૦ ૫૯ મો.** કોશ એટલે શું? તથા તેમનાં નામો અને સ્વરૂપો કહો?

**ઉત્તર.** કોશ એટલે આત્માનું ઢાંકણુ. જેમ મ્યાનથી તરવાર ઢંકાય છે તેમ કોશોથી આત્મા ઢંકાય છે. તે પાંચ છે, ૧ અન્નમય, ૨ પ્રાણમય, ૩ મનોમય, ૪ વિજ્ઞાનમય, ને ૫ આનંદમય.

૧. અન્નમયકોશ એટલે સ્થૂળશરીર. સ્થૂળશરીરની ઉત્પત્તિ, સ્થિતિ, ને લય અન્નથી છે, માંટે તે અન્નમયકોશ કહેવાય છે.

૨. પ્રાણમયકોશ પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ પ્રાણો મળીને થયેલ છે.

૩. મનોમયકોશ મન અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને થયેલ છે.

૪. વિજ્ઞાનમયકોશ બુદ્ધિ અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને થયેલ છે.

૫. આનંદમયકોશ મલિનસત્ત્વ અથવા વ્યષ્ટિ અજ્ઞાનરૂપ છે.

**પ્ર૦ ૬૦ મો.** કયા શરીરોમાં કયા કયા કોશો છે?

**ઉત્તર.** ૧ સ્થૂળશરીર અન્નમયકોશરૂપ છે.

૨ સૂક્ષ્મશરીરમાં પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમયકોશ છે.

૩ કારણશરીર આનંદમયકોશરૂપ છે.

**પ્ર૦ ૬૧ મો.** આત્માનો શરીર તથા કોશસાથે શો સંબંધ છે?

**ઉત્તર.** આત્મા શરીર તથા કોશથી અત્યંત ભિન્ન છે, ને તેમનો માત્ર કલ્પિતસંબંધ છે, વાસ્તવિક સંબંધ નથી.

**પ્ર૦ ૬૨ મો.** આત્મા તથા શરીરના સ્વભાવ કહો?

**ઉત્તર.** આત્માનો સ્વભાવ સત્, ચિત્, ને આનંદ છે, અને શરીર તથા કોશનો સ્વભાવ અસત્, જડ, ને દુઃખરૂપ છે.

**પ્ર૦ ૬૩ મો.** ફળના પ્રકાર કેટલા ? કયા કયા ? અને વેદાંતના જ્ઞાનનાં ફળનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ફળના પ્રકાર બે છે, ૧ મુખ્ય, ને ૨ ગૌણ. વેદાંતજ્ઞાનનું મુખ્ય ફળ મોક્ષ છે, અને ગૌણ ફળ આત્મસ્વરૂપનું જ્ઞાન છે.

**પ્ર૦ ૬૪ મો.** ચિત્તના મુખ્ય દોષો, તેમનાં નામો, વ્યાખ્યા, અને તેમને દૂર કરવાના ઉપાયો કહો ?

**ઉત્તર.** ચિત્તના મુખ્ય દોષો ત્રણ છે, ૧ મળ, ૨ વિક્ષેપ, ને ૩ આવરણ. ૧ મળ—પાપસંસ્કાર. ૨ વિક્ષેપ—ચિત્તની ચંચળતા. ૩ આવરણ—આત્મસ્વરૂપનું અજ્ઞાન.

૧ **મળ**દોષ નિષ્કામકર્મ કરવાથી દૂર થાય છે.

૨ **વિક્ષેપ**દોષ ઉપાસના અથવા ધ્યાનથી દૂર થાય છે.

૩ **આવરણ**દોષ આત્માના સ્વરૂપના જ્ઞાનથી દૂર થાય છે.

**પ્ર૦ ૬૫ મો.** ચિદાભાસ એટલે શું ? તેની અવસ્થા કેટલી ? કઈ કઈ ? અને તેમનાં સ્વરૂપો કહો ?

**ઉત્તર.** અંતઃકરણમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ તે **ચિદાભાસ.** એને જીવ પણ કહે છે. તેની સાત અવસ્થા છે, ૧ અજ્ઞાન, ૨ આવરણ, ૩ ભ્રાંતિ, ૪ પરોક્ષજ્ઞાન, ૫ અપરોક્ષજ્ઞાન, ૬ શોકનાશ, ને ૭ અતિહર્ષ.

૧ **અજ્ઞાન**—હું બ્રહ્મને જાણતો નથી, એવી સમજ.

૨ **આવરણ**—બ્રહ્મ નથી, અને તે પ્રતીત થતું નથી, એવી સમજ.

૩ **ભ્રાંતિ**—દેહાદિમાં હુંપણાનું જ્ઞાન, અને જગતમાં સત્યપણાની સમજ.

૪ **પરોક્ષજ્ઞાન**—ગુરુ અને શાસ્ત્રથી બ્રહ્મ છે એમ જાણવું તે.

૫ અપરોક્ષજ્ઞાન—હું બ્રહ્મ છું એમ પ્રત્યક્ષ જાણવું તે.

૬ શોકનાશ—મારા બ્રહ્મસ્વરૂપમાં શોકદુઃખાદિ નથી એમ જાણવું તે.

૭ અતિહર્ષ—બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી જે નિરંકુશતૃપ્તિ ઉપજે તે.

**પ્ર૦ ૬૬ મો.** ઉપાસકને બ્રહ્મલોકપ્રતિ કયા કયા દેવો ક્રમથી લઈ જાય છે તે કહો ?

**ઉત્તર.** ૧ જ્યોતીરૂપ અગ્નિના અભિમાની દેવ, ૨ દિવસના અભિમાની દેવ, ૩ શુક્લપક્ષના અભિમાની દેવ, ૪ છ મહિનારૂપ ઉત્તરાયણના અભિમાની દેવ, ૫ સંવત્સરના અભિમાની દેવ, ૬ દેવલોકના અભિમાની દેવ, ૭ વાયુના અભિમાની દેવ, ૮ સૂર્ય, ૯ ચંદ્ર, ૧૦ વિદ્યુતના અભિમાની દેવ, ૧૧ વરુણ, હિરણ્યગર્ભથી વિદ્યુતસુધી એક દિવ્ય પુરુષ આવે છે તે તે ઉપાસકને વરુણલોકમાં લઈ જાય છે, ૧૨ ત્યાંથી તેને ઈંદ્રલોકમાં લઇ જાય છે, ૧૩ ત્યાંથી વિરાટ્માં લઇ જાય છે, ૧૪ વિરાટ્થી બ્રહ્મલોકમાં લઈ જાય છે, અને ત્યાં બ્રહ્માની સાથે તે ઉપાસકને વિદેહકૈવલ્ય થાય છે. એવી રીતે ઉપાસકને બ્રહ્મલોકમાં જવાનો ક્રમ છે.

**પ્ર૦ ૬૭ મો.** અનુબંધચતુષ્ટયનાં નામ કહો ?

**ઉત્તર.** ૧ અધિકારી, ૨ વિષય, ૩ સંબંધ, ને ૪ પ્રયોજન.

**પ્ર૦ ૬૮ મો.** વેદાંતના અધિકારીનાં લક્ષણો કહો ?

**ઉત્તર.** જેના ચિત્તમાં મળ અને વિક્ષેપ ન હોય, પણ માત્ર આવરણજ હોય, અને વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય તે વેદાંતશ્રવણનો મુખ્ય અધિકારી છે.

**પ્ર૦ ૬૯ મો.** વેદાંતનો મુખ્ય વિષય શો છે તે કહો ?

**ઉત્તર.** વેદાંતનો મુખ્ય વિષય જીવબ્રહ્મની એકતા જણાવવી તે છે.

**પ્ર૦ ૭૦ મો.** સંબંધના મુખ્ય કેટલા પ્રકાર, તેમનાં નામ, અને વ્યાખ્યા કહો?

**ઉત્તર.** સંબંધ મુખ્ય બે પ્રકારના છે, ૧ ગ્રંથ અને વિષયનો સંબંધ, તથા ૨ અધિકારી અને મોક્ષનો સંબંધ. ગ્રંથ એ પ્રતિપાદન કરનાર છે માટે પ્રતિપાદક, ને વિષય ( બ્રહ્મ ) પ્રતિપાદન કરવાયોગ્ય છે માટે પ્રતિપાદ્ય છે. આ પ્રમાણે તે બંનેનો સંબંધ પ્રતિપાદકપ્રતિપાદ્ય છે. અધિકારી પ્રાપ્ત કરનાર છે માટે પ્રાપક કહેવાય છે, ને મોક્ષ એ પ્રાપ્ત કરવાયોગ્ય છે, માટે પ્રાપ્ય કહેવાય છે. આ પ્રમાણે હોવાથી એ બેનો સંબંધ પ્રાપકપ્રાપ્ય છે.

**પ્ર૦ ૭૧ મો.** વેદાંતનું પ્રયોજન શું તે કહો?

**ઉત્તર.** ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ( સંશયરહિત ) અને આત્યંતિક ( ફરીને ન ઉપજે એવી ) નિવૃત્તિ અને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ જે મોક્ષ, તેની પ્રાપ્તિ એ વેદાંતનું પ્રયોજન (ફળ) છે.

**પ્ર૦ ૭૨ મો.** ત્રણ પ્રકારનાં દુઃખોના નાશમાં અજ્ઞાનનો નાશ કેવી રીતે અપેક્ષિત છે?

**ઉત્તર.** શરીર રહે ત્યાંસુધી ત્રણ પ્રકારનાં દુઃખો રહે, માટે શરીરની નિવૃત્તિ કરવાસારુ તેના કારણ ધર્માધર્મની નિવૃત્તિ કરવી જોઇએ. ધર્માધર્મનું કારણ રાગદ્વેષ છે, માટે ધર્માધર્મનો નાશ કરવા રાગદ્વેષની નિવૃત્તિ કરવી જોઇએ. રાગદ્વેષનું કારણ અનુકૂળજ્ઞાન અને પ્રતિકૂળજ્ઞાન છે, માટે રાગદ્વેષનો નાશ કરવા અનુકૂળજ્ઞાન અને પ્રતિકૂળજ્ઞાનનો નાશ કરવો જોઇએ. અનુકૂળજ્ઞાન અને પ્રતિકૂળજ્ઞાન ભેદજ્ઞાનથી ઉપજે છે, માટે અનુકૂળજ્ઞાન અને પ્રતિકૂળજ્ઞાનનો નાશ કરવા ભેદજ્ઞાનનો નાશ કરવો જોઇએ. ભેદજ્ઞાન આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉપજે છે, માટે ભેદજ્ઞાનનો નાશ કરવા આત્મસ્વરૂપના અજ્ઞાનની

નિવૃત્તિ કરવી જોઇએ. એવી રીતે ત્રિવિધ દુઃખોની નિવૃત્તિમાં પરંપરાવડે અજ્ઞાનની નિવૃત્તિ અપેક્ષિત છે.

**પ્ર૦ ૭૩ મો.** વ્યષ્ટિ અવિદ્યા અને માયામાં શો ભેદ છે?

**ઉત્તર.** વ્યષ્ટિ અવિદ્યામાં મલિનસત્ત્વગુણ પ્રધાન છે, અને માયામાં શુદ્ધસત્ત્વગુણ પ્રધાન છે. ( મલિનસત્ત્વગુણ–રજોગુણતમોગુણથી દબાયેલો સત્ત્વગુણ. શુદ્ધસત્ત્વગુણ–રજોગુણતમોગુણને દાબીને રહેલો સત્ત્વગુણ. )

**પ્ર૦ ૭૪ મો.** આંતરશત્રુઓ કેટલા? તથા તેમનાં નામો અને સ્વરૂપો કહો?

**ઉત્તર.** આંતરશત્રુ ૭ છે, ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ મોહ, ૫ મદ, ને ૬ મત્સર.

૧ **કામ**—પુરુષને સ્ત્રીસંગની અભિલાષા, ને સ્ત્રીને પુરુષના સંગની અભિલાષા.

૨ ક્રોધ—અપકાર કરનારપર વેર વાળવાની ચિત્તમાં પરિતાપ ઉપજાવનારી વૃત્તિ.

૩ **લોભ**—પોતાના માનેલા પદાર્થોનો ત્યાગ સહન ન થઈ શકવો તે.

૪ **મોહ**—કરવાયોગ્ય અને નહિ કરવાયોગ્યનું ભાન નહિ તે.

૫ મદ—યૌવન, દ્રવ્ય, સત્તા, અને વિદ્યાઆદિનો અહંકાર.

૬ મત્સર—ઈર્ષા–બીજાની ચઢતી સ્થિતિ સહન ન થઈ શકે તે.

**પ્ર૦ ૭૫ મો.** આંતરશત્રુઓને જિતવાના ઉપાયો ક્રમથી કહો?

**ઉત્તર.** ૧ સર્વવ્યાપક બ્રહ્મનો વિચાર કરવાથી, વા બ્રહ્મચર્યનું માહાત્મ્ય વિચારવાથી, અથવા પુરુષ વા સ્ત્રીના શરીરમાં ભરેલા અપવિત્ર પદાર્થોનો વિચાર કરવાથી કામ જિતાય છે.

૨ મારા દુષ્કર્મના ફળરૂપે મને આ દુઃખ થાય છે, તેમાં દુઃખ દેનારો તો નિમિત્તમાત્ર છે, એમ વિચારી ક્ષમા રાખવાથી ક્રોધનો જય થાય છે.

૩ ઈશ્વરની માયાને પોતાની માની તેમાં મમતા રાખવાથી જીવની અધોગતિ થાય છે, અને તેનો પાત્રયોગે ઉપયોગ કરવાથી મમતા ઘટીને જીવની ચઢતી ગતિ થાય છે, એવી સમજપૂર્વક ઉદારતા રાખવાથી લોભ જિતાય છે.

૪ અવિવેકથી ડગલે ડગલે દુઃખ થાય છે, અને વિવેકપુરઃસર વર્તવાથી દુઃખના પ્રસંગો ઓછા આવે છે એમ વિચારી, વિવેકનું સ્વરૂપ ઓળખી, તે પ્રમાણે વર્તવાથી મોહનો જય થાય છે.

૫ કાળ નિરવધિ છે, ને વિશ્વ વિશાળ છે, તેમાં મારા કરતાં દ્રવ્ય, વિદ્યા, ને રૂપાદિમાં ચઢીઆતા પુરુષો ઘણા થઈ ગયા છે, ઘણા વિદ્યમાન છે, અને હજી ઘણા થશે, તેમની આગળ હું કાંઇ પણ ગણત્રીમાં નથી, એવો વિનય રાખવાથી મદ જિતાય છે.

૬ બીજાની ચઢતી સ્થિતિ સહન નહિ થઈ શકવાથી હૃદયાદિમાં દાહ થાય છે, અને તેથી હૃદયમાં કુસંસ્કાર પડે છે, ને પરિણામે દુઃખ થાય છે; અને ગુણગ્રાહક બુદ્ધિ રાખવાથી ચિત્તમાં શાંતિ રહી સારા સંસ્કાર પડે છે, અને પરિણામે સુખ થાય છે. એમ ઈર્ષાવડે થતા દુઃખનો અને ગુણગ્રાહકબુદ્ધિ રાખવાથી થતા સુખનો વિચાર કરવાથી મત્સર જિતાય છે.

**પ્ર૦ ૭૬ મો.** ઊર્મિ એટલે શું ? તે કેટલી ? કઇ કઇ ? અને તે કોના ધર્મ છે તે કહો ?

**ઉત્તર.** ઊર્મિ એટલે તરંગ. તે છ છે, ૧ સુખ, ૨ દુઃખ, ૩ ભૂખ, ૪ તરષ, ૫ જરા, ને ૬ મરણ. સુખદુઃખ એ મનના ધર્મ

છે, ભૂખતરષ એ પ્રાણના ધર્મ છે, ને જરામરણ એ સ્થૂળદેહના ધર્મ છે.

**પ્ર૦ ૭૭ મો.** ઉપર ગણાવેલા કોઇ ધર્મો આત્મામાં છે ?

**ઉત્તર.** ના, આત્મામાં ઉપરના કોઇ ધર્મો નથી.

**પ્ર૦ ૭૮ મો.** ચિદાભાસના કેટલા ભાગ છે તે કહો ?

**ઉત્તર.** બે, ૧ અંતઃકરણ, ને ૨ ચેતનનું પ્રતિબિંબ.

**પ્ર૦ ૭૯ મો.** શબ્દ કેટલા પ્રકારના અને તે કયા કયા તે કહો ?

**ઉત્તર.** શબ્દના બે પ્રકાર છે, ૧ વર્ણરૂપ, ( કકારાદિ અક્ષરરૂપ, ) ને ૨ ધ્વનિરૂપ.

**પ્ર૦ ૮૦ મો.** ધ્વનિ કેટલા પ્રકારના, ને કયા કયા તે કહો ?

**ઉત્તર.** ધ્વનિ સાત પ્રકારના છે, ૧ ષડ્જ, ૨ ઋષભ, ૩ ગાંધાર, ૪ મધ્યમ, ૫ પંચમ, ૬ ધૈવત, ને ૭ નિષાદ. આ સાત સ્વરના આદિનો એક એક અક્ષર તે સા, રી, ગ, મ, પ, ધ, નિ છે.

**પ્ર૦ ૮૧ મો.** મનના સ્થૂળભાવ વા સમાધિના પ્રતિપક્ષી કેટલા ? કયા કયા ? તેમનાં સ્વરૂપ, અને તેમને દૂર કરવાના ઉપાય કહો ?

**ઉત્તર.** મનના સ્થૂળભાવ ચાર છે, ૧ લય, ૨ વિક્ષેપ, ૩ કષાય, ને ૪ રસાસ્વાદ. **લય** એટલે સુષુપ્તિના જેવી સ્થિતિ, **વિક્ષેપ** એટલે ધ્યાનના વિષયથી અન્ય વિષયને આકારે મનનું થવું, **કષાય** એટલે રાગદ્વેષના તીવ્ર સંસ્કારો, ને **રસાસ્વાદ** એટલે સવિકલ્પસમાધિના આનંદનો ત્યાગ સહન ન થઈ શકવો તે. લય ચિત્તને જાગ્રત કરવાથી દૂર થાય છે, વિક્ષેપ વિષયમાં દોષદર્શન કરવાથી દૂર થાય છે. કષાયવાળા ચિત્તને ઓળખી તીવ્રદોષદર્શન કરવાથી કષાય દૂર થાય છે. અસંપ્રજ્ઞાતયોગનું માહાત્મ્ય વિચારી ત્રિપુટીવાળા આનંદનું અસારપણું જાણવાથી રસાસ્વાદ દૂર થાય છે.

**પ્ર૦ ૮૨ મો.** જ્ઞાનની ભૂમિકા કેટલી? કઇ કઇ? અને તેમનાં સ્વરૂપો કહો?

**ઉત્તર.** જ્ઞાનની ભૂમિકા સાત છે, ૧ શુભેચ્છા, ૨ વિચારણા, ૩ તનુમાનસા, ૪ સત્ત્વાપત્તિ, ૫ અસંસક્તિકા, ૬ પદાર્થાભાવિની, ને ૭ તુર્યગા.

૧ શુભેચ્છા—આ વિશ્વમાં ગ્રહણ કરવાયોગ્ય શું છે, અને ત્યાગ કરવાયોગ્ય શું છે, એમ ગુરુ અને શાસ્ત્રથી જાણવાની તીવ્ર ઇચ્છા ઉપજે તે. ટુંકામાં વિષયોમાં વૈરાગ્ય ઉપજી મોક્ષ મેળવવાની ઇચ્છા ઉપજે તે.

૨ વિચારણા—વિવેકાદિ સાધન સંપાદન કરી તથા સદ્‌ગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરી તેમની પાસેથી સત્‌શાસ્ત્રનું શ્રવણ કરવું, તથા તેમણે ઉપદેશ કરેલા વિષયનું મનન કરવું તે.

૩ તનુમાનસા—મનને બ્રહ્મમાં રોકી તેના સ્થૂળભાવની નિવૃત્તિ કરી સૂક્ષ્મ કરવું તે.

૪ સત્ત્વાપત્તિ—સત્ત્વ=આત્મસ્વરૂપ, ને આપત્તિ=પ્રાપ્તિ–સ્વરૂપની પ્રાપ્તિ, એટલે હાથમાં રાખેલા આમળાની પેઠે પોતાના આત્મસ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થવો તે.

૫ અસંસક્તિકા—સર્વ સિદ્ધિઓના સ્થાનરૂપ આત્મામાં ચિત્ત વિરામ પામવાથી જે સિદ્ધિઓ અનુભવવામાં આવે તેમાં આસક્તિ ન થવી તે.

૬ પદાર્થાભાવિની—બ્રહ્મવિના બીજા કોઇ પણ પદાર્થની પોતાની મેળે પ્રતીતિ ન થાય એવી ચિત્તની અવસ્થા.

૭ તુર્યગા—વિશ્વની ચોથી સ્થિતિરૂપ જે બ્રહ્મ તેમાં જ દેહપાતસુધી સર્વદા ચિત્તની સ્થિતિ રહેવી તે.

**પ્ર૦ ૮૩ મો.** જ્ઞાનની ભૂમિકાને પામેલાઓની પદવિ, તેમનાં અન્ય નામો, અને તે કાળે તેમને જગત્ કેવું પ્રતીત થાય છે તે કહો?

**ઉત્તર.** શુભેચ્છા, વિચારણા, અને તનુમાનસા આ ત્રણ ભૂમિકાને પામેલાઓ **સાધક** કહેવાય, અને તેમનું મૃત્યુ થયે તેઓ યોગભ્રષ્ટ કહેવાય, ચોથી ભૂમિકાને પામેલો **જ્ઞાની**, પાંચમી ભૂમિકાને પામેલો **જીવન્મુક્ત**, છઠ્ઠી ભૂમિકાને પામેલો **મહામુક્ત**, અને સાતમી ભૂમિકાને પામેલો **અતિમુક્ત** કહેવાય છે. ચોથી ભૂમિકાને પામેલો **બ્રહ્મવિત્**, પાંચમી ભૂમિકાને પામેલો **બ્રહ્મવિદ્વર**, છઠ્ઠી ભૂમિકાને પામેલો **બ્રહ્મવિદ્વરીયાન્**, અને સાતમી ભૂમિકાને પામેલો **બ્રહ્મવિદ્વરિષ્ઠ** કહેવાય છે.

પહેલી ત્રણ ભૂમિકાવાળા જગતને સત્યરૂપે જુએ છે, તેથી તેમના ચિત્તની જાગ્રત્અવસ્થા કહેવાય છે.

ચોથી ભૂમિકાને પામેલો જગત્‌ને સ્વપ્નરૂપ જુએ છે, તેથી તેના ચિત્તની સ્વપ્નાવસ્થા કહેવાય છે.

પાંચમી ભૂમિકાને પામેલો જગતને સુષુપ્તિજેવા ચિત્તથી જુએ છે, તેથી તેના ચિત્તની સુષુપ્તિઅવસ્થા કહેવાય છે.

છઠ્ઠી ભૂમિકાને પામેલા પોતાની મેળે અને સાતમી ભૂમિકાને પામેલા પોતાની મેળે કે બીજાના પ્રયત્નથી જગતને જોતા નથી, તેથી તેમના ચિત્તની અનુક્રમે ગાઢસુષુપ્તિ ને ઘનસુષુપ્તિ અવસ્થા કહેવાય છે.

**પ્ર૦ ૮૪ મો.** વેદાંતમાં કેટલા પદાર્થ અનાદિ માનેલા છે? તે કયા કયા? અને તેઓમાં કાંઇ વિલક્ષણતા છે કે કેમ તે કહો?

**ઉત્તર.** વેદાંતસિદ્ધાંતમાં વિશ્વવ્યવસ્થા સમજાવવા છ પદાર્થો અનાદિ માનેલા છે, તેમનાં નામો:—૧ શુદ્ધચેતન, (બ્રહ્મ,) ૨ માયા વા અવિદ્યા, ૩ ચેતનનો માયા અથવા અવિદ્યાસાથે સંબંધ, ૪

ઇશ્વર, ૫ જીવ, ને ૬ એ પાંચેનો પરસ્પર ભેદ. તેમાં શુદ્ધચેતન અનાદિઅનંત છે, અને બાકીના પાંચ પદાર્થો અનાદિસાંત ( અનાદિ ને અંતવાળા ) છે.

**પ્ર૦ ૮૫ મો.** ભેદ કેટલા પ્રકારના છે ? તે તથા તેઓનાં નામો કહો ?

**ઉત્તર.** પાંચ પ્રકારના ભેદ છે, ૧ ઇશ્વર અને જીવનો ભેદ, ૨ ઇશ્વર અને જડનો ભેદ, ૩ જીવજીવનો પરસ્પરમાં ભેદ, ૪ જીવ અને જડનો ભેદ, ને ૫ જડજડનો પરસ્પરમાં ભેદ.

**પ્ર૦ ૮૬ મો.** યોગનાં આઠ અંગોનાં નામો કહો ?

**ઉત્તર.** ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, ને ૮ સમાધિ.

**પ્ર૦ ૮૭ મો.** યમનું સ્વરૂપ, તેના પ્રકાર, અને તેમની વ્યાખ્યાઓ કહો ?

**ઉત્તર.** **યમ**—હિંસાદિ નિષિદ્ધકર્મોથી રોકનાર. તેના પાંચ પ્રકાર છે, ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય, ને ૫ અપરિગ્રહ.

૧ **અહિંસા**—મન, વાણી, અને શરીરથી કોઇને પીડા ન કરવી.

૨ **સત્ય**—કોઇનું અહિત ન થાય એવું યથાર્થ ને પ્રિય બોલવું.

૩ **અસ્તેય**—ચોરી નહિ કરવી, એટલે માગ્યાવિના કોઇની વસ્તુ ન લેવી.

૪ **બ્રહ્મચર્ય**—મન, વાણી, અને શરીરથી ગૃહસ્થે પરસ્ત્રીના સંગનો ત્યાગ રાખવો, ને દિવસે, ઋતુથી ભિન્નકાળે, પર્વ, વ્રત, અને દીક્ષાને દિવસે સ્વસ્ત્રીનો પણ ત્યાગ સેવવો તે. વિરક્તે ઉપસ્થને વશ રાખી ઊર્ધ્વરેતા રહેવું તે.

૫ **અપરિગ્રહ**—મમતાપૂર્વક ભોગસામગ્રી એકત્ર ન કરવી તે.

આ અહિંસાદિ પાંચે યમોને જાતિ, દેશ, કાળ, ને પ્રયોજનથી ખંડિત નહિ થવા દેતાં સાવધાનતાપૂર્વક પૂર્ણપણે પાળવા તે **મહાવ્રત** કહેવાય છે, ને તેના એક દેશનું સાવધાનતાપૂર્વક પરિપાલન કરવું તે **એકદેશીવ્રત** વા **અણુવ્રત** કહેવાય છે.

**પ્ર૦ ૮૮ મો.** બ્રહ્મચર્યના પ્રકાર, તેમનાં નામો, અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** બ્રહ્મચર્યના ૧ કૃષ્ણ, ૨ રક્ત, ૩ શુક્લ, ને ૪ વિમળ એવા ચાર પ્રકાર છે.

સ્વસ્ત્રીમાં સંતોષ રાખવો તે **કૃષ્ણબ્રહ્મચર્ય**, પર્વ અને વ્રતાદિના દિવસે સ્વસ્ત્રીનો ત્યાગ સેવવો તે **રક્તબ્રહ્મચર્ય**, ઋતુકાળે સંતતિની ઉત્પત્તિમાટે માત્ર સ્વસ્ત્રીનો સમાગમ સેવવો તે **શુક્લબ્રહ્મચર્ય**, ને ઊર્ધ્વરેતા રહેવું તે **વિમળબ્રહ્મચર્ય** કહેવાય છે.

**પ્ર૦ ૮૯ મો.** નિયમની વ્યાખ્યા, તેના પ્રકાર, અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** સાધકયોગીને કામ્યકર્મમાંથી નિવૃત્ત કરી તેની નિષ્કામકર્મ કરવામાં પ્રવૃત્તિ કરાવનાર તે **નિયમ.** તેના પાંચ પ્રકાર છે, ૧ શૌચ, ૨ સંતોષ, ૩ તપ, ૪ સ્વાધ્યાય, ને ૫ ઇશ્વરપ્રણિધાન.

૧ **શૌચ** એટલે પવિત્રતા. આના બે પ્રકાર છે, ૧ બાહ્યશૌચ, ને ૨ આંતરશૌચ. જળ ને માટીવડે સ્થૂળશરીરને પવિત્ર રાખવું તે બાહ્યશૌચ, ને મનને રાગદ્વેષરહિત રાખવું તે આંતરશૌચ કહેવાય છે; તેમજ સુખી પ્રાણીપ્રતિ મૈત્રીની ભાવના કરવી, દુઃખી પ્રાણીપર કરુણાની ભાવના કરવી, પાપીપ્રતિ ઉપેક્ષાની ભાવના કરવી, અને પુણ્યવાનપ્રતિ હર્ષની ભાવના કરવી તે પણ આંતરશૌચ કહેવાય છે.

૨ યથાવિહિત ઉદ્યોગ કરતાં જે પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ રાખવી તે **સંતોષ** કહેવાય છે.

૩ મન, વાણી, અને શરીરને નઠારાં કામભણી ન જવા દેતાં એક

પરમાત્માભણી જ રાખવાં, વા કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રત કરવાં, કિંવા શ્રદ્ધાપૂર્વક પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળવા તે તપ કહેવાય છે.

૪ પોતાના ગુરુએ ઉપદેશ કરેલા મંત્રનો અર્થસહિત જપ કરવો, અથવા મોક્ષશાસ્ત્રનું અવલોકન કરવું તે સ્વાધ્યાય કહેવાય છે.

૫ મન, વાણી, તથા શરીરથી જે જે ક્રિયા થાય તે ઈશ્વરને અર્પણ કરવી, અથવા મારાથી જે કાંઇ કર્મ થાય છે તે મારા કર્માનુસાર ઇશ્વિરની પ્રેરણાથી થાય છે, એમ માની નિરભિમાની રહેવું તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે.

**પ્ર૦ ૯૦ મો.** આસનની વ્યાખ્યા, સંખ્યા, ને મુખ્ય આસનનાં સ્વરૂપો કહો ?

**ઉત્તર.** શરીર ડોલે નહિ ને મન વ્યાકુળ ન થાય એવી રીતે શરીરની સ્થિતિ રાખવાની પદ્ધતિ તે **આસન** કહેવાય છે. આસનના મુખ્ય પ્રકાર ૮૪ છે, તેમાં મુખ્ય ૧૬, તેમાં મુખ્ય ૪, ને તેમાં પણ મુખ્ય ૩ છે, ૧ સિદ્ધાસન, ૨ પદ્માસન, ને ૩ સ્વસ્તિકાસન. તેમનાં સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ—

૧ **સિદ્ધાસનઃ**—ડાબા પગની પાની સીવનીમાં રાખીને, અને જમણા પગની પાની ઉપસ્થના મૂળઉપર રાખીને, સીધું શરીર રાખી બેસવું તે.

૨ **પદ્માસન**—જમણા પગને ડાબા સાથળના મૂળઉપર રાખી તથા ડાબા પગને જમણા સાથળના મૂળઉપર રાખી સીધું બેસવું તે.

૩ **સ્વસ્તિકાસન**—બંને પગના ઢૂંણા બંને પિંડીઓ તથા સાથળવચ્ચે રાખી સીધું બેસવું તે.

**પ્ર૦ ૯૧ મો.** આસનનો જય શી રીતે થાય અને તેથી કયા ફળની સિદ્ધિ થાય છે તે કહો ?

ઉત્તર. લૌકિકવૈદિકકર્મમાં રહેલો માનસ ઉત્સાહ શિથિલ કરવાથી, અથવા શેષનું ધ્યાન કરવાથી, આસનને જય કરી શકાય છે. આસનનો જય થવાથી ટાઢતડકો ને ભૂખતરષ ઇત્યાદિ દ્વંદ્વો પૂર્વની પેઠે પીડા કરી શકતાં નથી.

**પ્ર૦ ૯૨ મો.** પ્રાણુાયામનો અર્થ, તેના પ્રકાર, અને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** પ્રાણને સર્વબાજુથી રોકવો તે **પ્રાણાયામ** કહેવાય છે. તેના મુખ્ય ભેદ નવ છે, ૧ અનુલોમવિલોમ, ૨ સૂર્યભેદન, ૩ ઉજ્જાયી, ૪ શીતળી, ૫ સીતકારી, ૭ ભસ્ત્રા, ૭ મૂર્છા, ૮ પ્લાવિની, ને ૯ ભ્રામરી.

૧ **અનુલોમવિલોમ**—ડાબા નસકોરાથી પવનને પૂરી, યથાશક્તિ રોકી, પછી જમણે નસકોરેથી તેને ઊતારવો; પછી જમણે નસકોરેથી પવનને ખેંચી, યથાશક્તિ રોકી, ડાબે નસકોરેથી તેને કાઢવો તે. આ પ્રાણાયામથી નાડીઓની શુદ્ધિ થાય છે.

૨ **સૂર્યભેદન**—જમણે નસકોરેથી વાયુ ખેંચી, યથાશક્તિ રોકી, પછી ડાબે નસકોરેથી વાયુને ઊતારવો તે. આ કુંભકથી સળેખમ, કફ ને શરદી દૂર થાય છે.

૩ ઉજ્જાયી—બંને નસકોરેથી બહારના વાયુને યથાશક્તિ ખેંચી, યથાશક્તિ રોકી, પછી નાકના ડાબા છિદ્રવાટે તે વાયુને બહારે કાઢવો તે. આ કુંભકથી અજીર્ણ તથા અશક્તિ દૂર થાય છે.

૪ **શીતળી**—જીભને કાગડાની ચાંચની પેઠે મુખથી બહાર રાખી, નાસિકા બંધ રાખી, મુખવાટે બહારના વાયુને અંદર ખેંચી, યથાશક્તિ રોકી, પછી ડાબા નસકોરાવાટે પૂરેલા વાયુને ધીરે ધીરે બહાર કાઢવો તે. આ કુંભકથી શરીરમાંની વિશેષ ગરમી દૂર થઈ ઠંડક થાય છે.

૫ સીત્કારી—જીભને બે હોઠવચ્ચે રાખી, નાક બંધ રાખી, મુખવાટે સીત્કારસહિત બહારના પવનને અંદર ખેંચી, યથાશક્તિ રોકી, પછી તેને ડાબી નાસિકાવાટે ધીરે ધીરે બહાર કાઢવો તે. આથી શરીરમાંની વિશેષ ગરમી દૂર થઇ ઠંડક થાય છે.

૬ ભસ્ત્રા—જમણું નસકોરું બંધ રાખી, ડાબા નસકોરાવાટે યથાશક્તિ પૂરકરેચક ઉતાવળે કરવા; આમાં છેલ્લા પૂરકપછી વાયુને યથાશક્તિ રોકી, ડાબું નસકોરું બંધ રાખી, જમણે નસકોરે રેચક કરી, જમણે નસકોરેથી પૂરકરેચક ઉતાવળે યથાશક્તિ કરવા; (ડાબે નસકોરે કર્યા હોય તેટલા પૂરકરેચક કરવા; ) ત્યારપછી છેલ્લા પૂરકપછી યથાશક્તિ વાયુને રોકી, જમણું નસકોરું બંધ રાખી, ડાબે નસકોરે રેચક કરવો તે. પૂરકરેચક ધમણની પેઠે કરવાના છે. આથી વાત, પિત્ત, ને કફથી ઉપજેલા રોગો દૂર થાય છે, અને કુંડલિની, (પ્રાણકળા) જાગ્રત્ થાય છે.

૭ મૂર્છા—જમણું નસકોરું બંધ રાખી, ડાબા નસકોરાથી બહારના વાયુને યથાશક્તિ ખેંચી, જાલંધરબંધસહિત તેને યથાશક્તિ રોકવો; આ કાળે શરીરનાં સર્વ મોટાં છિદ્રોને સારી રીતે સંકોચવાં, પછી પૂર્વોક્ત બંધસહિત ધીરે ધીરે જમણા નસકોરાદ્વારા રેચક કરવો તે. આ કુંભક ચિત્તનિરોધમાં ઉપયોગી છે.

૮ પ્લાવિની—શરીરમાં સર્વ સ્થળે વાયુને પૂરી શરીરને હલકું કરવું તે. આથી શરીરમાં ઠંડક ઉપજે છે.

૯ ભ્રામરી—જમણું નસકોરું બંધ રાખી ડાબા નસકોરાદ્વારા ભ્રમરના જેવા શબ્દસહિત બહારના વાયુને અંદર ખેંચી, પછી યથાશક્તિ રોકી, જમણા નસકોરાદ્વારા ધીરે ધીરે રેચક કરવો તે. આથી ચિત્તમાં આનંદ થાય છે.

પ્ર૦ ૯૩ મો. પ્રાણાયામથી શું ફળ થાય છે ?

ઉત્તર. પ્રાણાયામ સિદ્ધ થવાથી પાપસંસ્કાર નાશ પામે છે, આથી ચિત્તમાંનો રજોગુણ તથા તમોગુણ નિર્બળ થાય છે, અને ધારણા કરવામાં મનની યોગ્યતા આવે છે,

પ્ર૦ ૯૪ મો. યમ, નિયમ, અને આસન સિદ્ધ કર્યાવિના પ્રાણાયામ સિદ્ધ થાય કે નહિ ?

ઉત્તર. આ ત્રણ સિદ્ધ થવાથી જ પ્રાણાયામ સિદ્ધ થઇ શકે છે. આસન સિદ્ધ કર્યાવિના પ્રાણાયામનો અભ્યાસ કરવામાં આવે તો રોગાદિક થવા સંભવ રહે છે.

પ્ર૦ ૯૫ મો. પ્રત્યાહારનું સ્વરૂપ કહો ?

ઉત્તર. ઇંદ્રિયોને પોતપોતાના વિષયથી પાછી વાળી ચિત્તને અનુસરતી કરવી તે પ્રત્યાહાર કહેવાય છે. પ્રત્યાહાર સિદ્ધ થવાથી ઇંદ્રિયો અત્યંત વશ થઇ જાય છે.

પ્ર૦ ૯૬ મો. ધારણાનું સ્વરૂપ કહો ?

ઉત્તર. શરીરમાંહેની સુષુમ્ણાનાડીમાં રહેલાં હૃદયાદિ ચક્રોમાં, શરીરની બહાર નાસિકાગ્રાદિ પ્રદેશમાં, ઇશ્વરની પ્રતિમામાં, અથવા સૂર્યચંદ્રાદિમાં ચિત્તને રોકવું તે ધારણા કહેવાય છે.

આ ધારણામાં ધ્યેયમાંથી વૃત્તિ ચલાયમાન થાય છે, અને તેને રોકવી પડે છે.

પ્ર૦ ૯૭ મો. ધ્યાનનું સ્વરૂપ કહો ?

ઉત્તર. ધારણાના વિષયમાં ચિત્તને એકતાન કરવું તે ધ્યાન કહેવાય છે. આ ધ્યાનકાળે ધ્યેયમાંથી ચિત્ત ચલાયમાન થતું નથી.

પ્ર૦ ૯૮ મો. સમાધિનું સ્વરૂપ કહો ?

ઉત્તર. ધ્યાતા અને ધ્યાનની વૃત્તિ નહિ જેવી થઇને એક ધ્યે-

યાકારવૃત્તિ જ પ્રબળ રહે એવી જે અંતઃકરણની અવસ્થા તે સમાધિ કહેવાય છે.

**પ્ર૦ ૯૯ મો. સંયમનું સ્વરૂપ કહો ?**

**ઉત્તર.** ધારણા, ધ્યાન, અને સમાધિ એક જ વિષયમાં થાય તે સંયમ કહેવાય છે.

**પ્ર૦ ૧૦૦ મો.** વિવેકખ્યાતિ એટલે શું તે કહો ?

**ઉત્તર.** પ્રકૃતિ અને પુરુષના ભેદનું પ્રત્યક્ષ જ્ઞાન તે વિવેકખ્યાતિ કહેવાય છે.

**પ્ર૦ ૧૦૧ મો.** ધર્મમેઘસમાધિ એટલે શું તે કહો ?

**ઉત્તર.** જેમાં અશુક્લઅકૃષ્ણધર્મરૂપ વૃષ્ટિ થાય છે તે ધર્મમેઘસમાધિ કહેવાય છે. આ સમાધિ સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ઠા છે.

**પ્ર૦ ૧૦૨ મો.** કર્મના પ્રકાર કેટલા અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** કર્મના પ્રકાર ચાર છે, ૧ કૃષ્ણ, ૨ શુક્લ, ૩ મિશ્ર, ને ૪ અશુક્લઅકૃષ્ણ.

૧ કૃષ્ણ—પરદારાનો સમાગમ કરવો ઇત્યાદિ નઠારાં કર્મો.

૨ શુક્લ—સકામ પુણ્યકર્મ કરવાં તે.

૩ મિશ્ર—જેમાં પુણ્ય અને પાપ બંને હોય તેવાં સોમયાગાદિ કર્મો.

૪ અશુક્લઅકૃષ્ણ—કોઇ પણ પ્રકારની કામના રાખ્યાવિના કર્તવ્ય સમજીને પુણ્યકર્મ કરવાં તે.

**પ્ર૦ ૧૦૩ મો.** યોગના પ્રકાર અને તેનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** યોગના પ્રકાર બે છે, ૧ સંપ્રજ્ઞાતયોગ, ને ૨ અસંપ્રજ્ઞાતયોગ.

૧ સંપ્રજ્ઞાતયોગ—જેમાં ધ્યેયવિષયનો અત્યંત સ્પષ્ટપણે અનુ-

ભત્ર કરવામાં આવે એવી ચિત્તની અવસ્થા. આને સબીજ સમાધિ પણ કહે છે.

૨ અસંપ્રજ્ઞાતયોગ—જે અવસ્થામાં ચિત્તવૃત્તિઓ શાંત થઈ જાય અને ચિત્ત સંસ્કારરૂપે જ રહે છે, એવી ચિત્તની અવસ્થા તે. આને નિર્બીજ સમાધિ પણ કહે છે.

**પ્ર૦ ૧૦૪ થો.** સંપ્રજ્ઞાતયોગના પ્રકાર, તેમનાં નામ, અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** સંપ્રજ્ઞાતયોગના પ્રકાર ચાર છે, ૧ સવિતર્ક, ૨ સવિચાર, ૩ સાનંદ, ને ૪ સાસ્મિત.

૧ **સવિતર્ક**—સ્થૂળ વિષયોનું ધ્યાન ધરવું તે.

૨ **સવિચાર**—સૂક્ષ્મ વિષયોનું ધ્યાન ધરવું તે.

૩ **સાનંદ**—ઇંદ્રિયોનું ધ્યાન ધરવું તે.

૪ **સાસ્મિત**—બુદ્ધિસહિત પુરુષનું અથવા એકલા પુરુષનું ધ્યાન ધરવું તે.

**પ્ર૦ ૧૦૫ મો.** યોગ કોને કહે છે ?

**ઉત્તર.** ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ કહેવાય છે.

**પ્ર૦ ૧૦૬ ઠ્ઠો.** ચિત્તવૃત્તિઓ કેટલા પ્રકારની છે તે તથા તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ચિત્તની વૃત્તિઓ પાંચ પ્રકારની છે, ૧ પ્રમાણ, ૨ વિપર્યય, ૩ વિકલ્પ, ૪ નિદ્રા, ને ૫ સ્મૃતિ.

૧ પ્રમાણ—યથાર્થજ્ઞાનનું સાધન, તે પ્રત્યક્ષઅનુમાનાદિ છે.

૨ વિપર્યય—મિથ્યાજ્ઞાન, જેમ દોરડીમાં સર્પનું જ્ઞાન થવું.

૩ વિકલ્પ—માત્ર શબ્દ હોય પરંતુ તેવડે કહેવાયોગ્ય વસ્તુ ન હોય એવી વૃત્તિ, જેમ વંધ્યાપુત્ર.

૪ નિદ્રા—તમોગુણને આલંબન કરીને રહેલી ચિત્તની વૃત્તિ.

૫ સ્મૃતિ—સંસ્કાર જાગ્રત્ થવાથી પૂર્વે અનુભવેલ વિષયને આકારે ચિત્તનું થવું.

**પ્ર૦ ૧૦૭ મો. વૃત્તિઓના ભેદ સ્વરૂપસહિત જણાવો ?**

**ઉત્તર.** વૃત્તિઓના બે ભેદ છે, ૧ ક્લિષ્ટા, ને ૨ અક્લિષ્ટા.

૧ ક્લિષ્ટા—રજોગુણતમોગુણવાળી વૃત્તિ. આ વૃત્તિ દુ:ખ ઉપજાવનારી છે.

૨ અક્લિષ્ટા—સત્ત્વગુણી વૃત્તિ. આ વૃત્તિ સુખ ઉપજાવનારી છે.

**પ્ર૦ ૧૦૮ મો.** પ્રમાણના પ્રકાર તથા તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** પ્રમાણના પ્રકાર છ છે, ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ શબ્દ, ૪ ઉપમાન, ૫ અર્થાપત્તિ, ને ૬ અનુપલબ્ધિ.

૧ પ્રત્યક્ષપ્રમાણ—પ્રત્યક્ષજ્ઞાનનું કરણ-પાંચ જ્ઞાનેંદ્રિયો.

૨ અનુમાનપ્રમાણ—પક્ષમાં હેતુ જોઇને સાધ્યની કલ્પના કરવી તે. પર્વતમાં ધૂમાડો જોઇ અગ્નિની કલ્પના કરવી તેમાં પર્વત પક્ષ, ધૂમાડો હેતુ, અને અગ્નિ સાધ્ય છે.

૩ શબ્દપ્રમાણ—યથાર્થ વક્તાનું કહેલું વચન. ( યથાર્થ વક્તા-સત્ય વક્તા. )

૪ ઉપમાનપ્રમાણ—સાદૃશ્ય-મળતાપણું. જેમ ગાયના જેવું રોઝ હોય છે એમ સાંભળ્યા પછી વનમાં રોઝને જોતાં તેનો બોધ થાય છે તેમાં મળતાપણું કરણ છે.

૫ અર્થાપત્તિપ્રમાણ—સિદ્ધ કરવાના અર્થની જેવડે પ્રાપ્તિ થાય તે. જેમ કોઇએ કહ્યું કે જાડો દેવદત્ત દિવસે જમતો નથી. હવે ભોજન કર્યાવિના શરીર જાડું ન થાય, ને દિવસે તો તે જમતો નથી, તેથી જાડાપણાની સિદ્ધિમાટે તે રાત્રે જમતો હશે એમ કલ્પના થાય છે.

૬ અનુપલબ્ધિપ્રમાણ—જેવડે અભાવનું જ્ઞાન થાય તે.

પ્ર૦ ૧૦૯ મો. પ્રત્યક્ષપ્રમાણ કેટલી જાતનાં છે અને તેમનાં નામ કહો?

ઉત્તર. પ્રત્યક્ષપ્રમાણ પાંચ જાતનાં છે, ૧ શ્રોત્રજન્ય પ્રત્યક્ષ, ૨ ત્વચાજન્ય પ્રત્યક્ષ, ૩ નેત્રજન્ય પ્રત્યક્ષ, ૪ જિહ્વાજન્ય પ્રત્યક્ષ, ને ૫ નાસિકાજન્ય પ્રત્યક્ષ.

પ્ર૦ ૧૧૦ મો. કયું દર્શન કઇ રીતે પ્રત્યક્ષપ્રમાણનું સ્વરૂપ માને છે?

ઉત્તર. ન્યાયવૈશેષિકને મતે ઇંદ્રિયોનો વિષયસાથે સંયોગ તે પ્રત્યક્ષપ્રમાણ. યોગ અને સાંખ્યને મતે ઇંદ્રિયોદ્વારા નીકળેલી અંતઃકરણની વૃત્તિનો વિષયસાથે સંયોગ તે પ્રત્યક્ષપ્રમાણ. વેદાંતને મતે પ્રમાણચેતન અને પ્રમેયચેતનનો અભેદ તે પ્રત્યક્ષપ્રમાણ. એવી રીતે કોઇને મતે ઇંદ્રિયો સાક્ષાત્ પ્રત્યક્ષપ્રમાણ છે, ને કોઇને મતે તે પરંપરાવડે પ્રત્યક્ષપ્રમાણ છે. જેમના મતમાં ઇંદ્રિયો પરંપરાવડે પ્રત્યક્ષપ્રમાણ છે, તેમના મતમાં પણ ઇંદ્રિયોનો વિષયસાથે સંબંધ થવો જોઇએ એમ માનેલું છે, તેથી તેમના મતમાં પણ ઇંદ્રિયો પ્રત્યક્ષપ્રમાણ છે.

પ્ર૦ ૧૧૧ મો. અનુમાનપ્રમાણના ભેદ સ્વરૂપસહિત કહો?

ઉત્તર. અનુમાનપ્રમાણના ભેદ ત્રણ છે, ૧ શેષવત્, ૨ પૂર્વવત્, ને ૩ સામાન્યતોદૃષ્ટ.

૧ શેષવત્—કાર્ય જોઇને કારણનું અનુમાન કરવું તે, જેમકે નદીમાં પૂર આવેલું જોઇને ઉપરના પ્રદેશમાં વરસાદ થયાનું અનુમાન કરવું તે.

૨ પૂર્વવત્—કારણ જોઇને કાર્યનું અનુમાન કરવું તે, જેમકે

આકાશમાં વાદળાં તથા પવનની સ્થિરતાઆદિ જોઇ વરસાદ વરસવાનું અનુમાન કરવું તે.

૩ સામાન્યતોદૃષ્ટ—સામાન્ય રીતે જે અનુમાન કરવામાં આવે તે, અથવા પ્રત્યક્ષની પેઠે અપ્રત્યક્ષમાં કોઇ પણ પ્રકારનું સાધર્મ્ય જો-ઇને અપ્રત્યક્ષમાં પ્રત્યક્ષના જેવી કલ્પના કરવી તે, જેમકે પુરુષ ગતિ કર્યાવિના એક સ્થળેથી બીજે સ્થળે જઇ શકતો નથી, તેવી જ રીતે ચંદ્ર એક જગાએથી બીજી જગાએ જાય છે, માટે તે ગતિવાળો છે, એવું અનુમાન કરવું તે.

**પ્ર૦ ૧૧૨ મો. કોણુ કેટલાં અને કયાં કયાં પ્રમાણો માને છે?**

**ઉત્તર.** ૧ ચાર્વાક (નાસ્તિક) એક પ્રત્યક્ષપ્રમાણુને જ માને છે.

૨ બુદ્ધ અને કણાદને અનુસરનારા પ્રત્યક્ષ અને અનુમાન આ બે પ્રમાણુને માને છે.

૩ સાંખ્ય અને યોગવાળા પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ આ ત્રણ પ્રમાણુને માને છે.

૪ ન્યાયવાળા પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, અને ઉપમાન આ ચાર પ્રમાણુને માને છે.

૫ પ્રભાકર (પૂર્વમીમાંસાનો એકદેશી) પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અને અર્થાપત્તિ આ પાંચ પ્રમાણુને માને છે.

૬ કુમારિલભટ્ટ અને વેદાંતિઓ પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉ-પમાન, અર્થાપત્તિ, અને અનુપલબ્ધિ આ છ પ્રમાણુને માને છે.

૭ પૌરાણિકો ઉપરનાં છ પ્રમાણુઉપરાંત સંભવ અને ઐતિહ્ય એ બે પ્રમાણો વધારી આઠ પ્રમાણોને માને છે.

૮ તાંત્રિકો ઉપર ગણાવેલાં આઠ પ્રમાણોઉપરાંત ચેષ્ટાનામનું એક પ્રમાણુ વધારી નવ પ્રમાણોને માને છે.

**પ્ર૦ ૧૧૩ મો.** ઉપાધિભેદે ચેતનના કેટલા ને કયા કયા પ્રકાર છે તે તેમનાં સ્વરૂપસહિત કહો ?

**ઉત્તર.** ઉપાધિભેદે ચેતનના ચાર પ્રકાર છે, ૧ પ્રમાતાચેતન, ૨ પ્રમાણચેતન, ૩ પ્રમેયચેતન, ને ૪ પ્રમિતિચેતન.

૧ પ્રમાતાચેતન—અંતઃકરણે જેટલા ચેતનને રોકેલું છે તેટલું ચેતન. વેદાંતસિદ્ધાંતમાં અંતઃકરણ સ્થૂળશરીરજેવડું માન્યું છે.

૨ પ્રમાણચેતન—અંતઃકરણની વૃત્તિ ઇંદ્રિયોદ્વારા નીકળીને પદાર્થપર્યંત ગઇ છે તે વૃત્તિએ જતાં જેટલું ચેતન રોકેલું છે તે.

૩ પ્રમેયચેતન—ઘટાદિ વિષયોએ જેટલું ચેતન રોકેલું છે તે.

૪ પ્રમિતિચેતન—વિષયના ઉપર વ્યાપી રહેલી વૃત્તિએ જેટલું ચેતન રોકેલું છે તે.

પાંચ ઇંદ્રિયોમાંની ચક્ષુ અને કર્ણ એ બે ઇંદ્રિયો અંતઃકરણની વૃત્તિને પદાર્થપર્યંત લઇ જાય છે, અને બાકીની ત્રણ ઇંદ્રિયો અંતઃકરણની વૃત્તિને પોતાના ગોલકમાં રાખી પદાર્થ આવી મળે ત્યારે તેનું જ્ઞાન કરાવે છે.

**પ્ર૦ ૧૧૪ મો.** શબ્દનું જ્ઞાન થવામાં જે હેતુ હોય તે તેમના પ્રકાર ને સ્વરૂપસહિત કહો ?

**ઉત્તર.** શબ્દનું જ્ઞાન થવામાં શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ એ બે હેતુ છે.

૧ શક્તિવૃત્તિ—શબ્દનો પોતાના વાચ્યની સાથે જે સાક્ષાત્ સંબંધ તે. તેના ત્રણ પ્રકાર છે, ૧ યોગાશક્તિ, ૨ રૂઢિશક્તિ, ને ૩ યોગારૂઢિ ઉભયરૂપ શક્તિ.

૧ યોગાશક્તિ—શબ્દના અવયવોના મળવાથી તે શબ્દના વાચ્યઅર્થનું જ્ઞાન કરવાનું પદમાં રહેલું સામર્થ્ય, જેમકે પાચક, આમાં

પચ્-રાંધવું અક-કરનાર—રાંધનારં-રસોઇઓ, આ અર્થ અવયવોના મળવાથી થયો.

૨ રૂઢિશક્તિ—લોકોના સંકેતવડે પોતાના વાચ્યાર્થનો બોધ કરવાનું પદમાં રહેલું સામર્થ્ય, જેમકે ઘટ, પટ. આમાં અવયવોથી અર્થનો બોધ થતો નથી, પણ લાંબા કાળથી ચાલી આવેલી રૂઢિપ્રમાણે (આ શબ્દનો આ જ અર્થ થાય એવા લોકોના સંકેતપ્રમાણે) અર્થ થાય છે.

૩ યોગારૂઢિ ઉભયરૂપ શક્તિ—અવયવોવડે ને લોકોના સંકેતવડે પોતાના વાચ્યાર્થનો બોધ કરવાનું પદમાં રહેલું સામર્થ્ય, જેમકે પંકજ, પંક—કાદવ જ—જન્મેલું—કાદવમાંથી જન્મેલું, આવો અર્થ અવયવોવડે થયો. હવે કાદવમાંથી જન્મેલાં બીજાં પ્રાણી કે છોડ છે, પરંતુ પંકજ એટલે કમળ એમ જે અર્થ થાય છે તે રૂઢિવડે થાય છે. એમ પંકજનો કમળ એવો અર્થ અવયવોવડે ને રૂઢિવડે થયો.

૨ લક્ષણાવૃત્તિ—શક્તિવૃત્તિવડે થતા શક્યાર્થના સંબંધવાળો વક્તાના તાત્પર્યનો વિષય જે અન્ય અર્થ તેમાં તે શબ્દના પરંપરાવડે સંબંધવાળી વૃત્તિ. તેના ત્રણ પ્રકાર છે, ૧ જહત્, ૨ અજહત્, ને ૩ ભાગત્યાગ.

૧ જહત્‌લક્ષણા—જે શબ્દ પોતાના વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ કરી, તેની સાથે સંબંધ રાખનાર બીજા અર્થને જણાવે તે શબ્દમાં જહત્‌લક્ષણા થાય છે, જેમ ગંગાપર ગામ. આમાં ગંગાનો શક્ય અર્થ પ્રવાહ થાય છે, તે પ્રવાહપર ગામ સંભવે નહિ, માટે આ જગાએ તીરપર એવો અર્થ જહત્‌લક્ષણાવડે લેવાય છે.

૨ અજહત્‌લક્ષણા—જે શબ્દ પોતાના વાચ્યાર્થસહિત બીજા સંબંધવાળા અર્થને જણાવે તે શબ્દમાં અજહત્‌લક્ષણા થાય છે, જે-

મ રાતો દોડે છે, આ જગાએ શલાશબ્દના વાચ્યાર્થસહિત ઘોડો, બળદ, કે કૂતરો લેવાય છે.

૩ ભાગત્યાગલક્ષણા—જ્યાં બે પદમાંના વિરોધી અર્થનો ત્યાગ કરી તેમાંના અવિરોધી અર્થને ગ્રહણ કરવામાં આવે ત્યાં ભાગત્યાગલક્ષણા થાય છે, જેમકે તે આ દેવદત્ત છે. આમાં તે શબ્દવડે કરીને દૂરદેશ, ભૂતકાળ, અને પૂર્વસ્થિતિનો બોધ થાય છે, અને આ શબ્દવડે કરીને સમીપ દેશ, વર્તમાનકાળ, અને વર્તમાનસ્થિતિનો બોધ થાય છે, તે બંનેનો વિરોધ છે, પરંતુ દેવદત્તનો પિંડ તો એક જ છે, તેથી ભાગત્યાગલક્ષણાવડે દેવદત્તનો પિંડ જ ગ્રહણ કરવામાં આવે છે.

વેદાંતનાં મહાવાક્યોનો અર્થ કરવામાં ભાગત્યાગલક્ષણા ઉપયોગી છે.

પ્ર૦ ૧૧૫ મો. શબ્દનું જ્ઞાન થવામાં જે સહકારી હોય તેમનાં નામ સ્વરૂપસહિત કહો?

ઉત્તર. શબ્દનું જ્ઞાન થવામાં સહકારી ચાર છે, ૧ આકાંક્ષાનું જ્ઞાન, ૨ યોગ્યતાનું જ્ઞાન, ૩ તાત્પર્યનું જ્ઞાન, ને ૪ આસત્તિ.

૧ આકાંક્ષાનું જ્ઞાન—પદના અન્વયમાટે ઇચ્છાજેવી પ્રતીતિ તે, જેમકે આવે છે કુંવર રાજાના માણસોને દૂર કરો, તેમાં રાજાના એ પદનો કુંવરપદસાથે અન્વય થઇ જવાથી માણસોને એ પદની સાથે આકાંક્ષાના અભાવે અન્વય થાય નહિ, તેથી રાજાના માણસોને દૂર કરો, એવું જ્ઞાન થાય નહિ, પણ માણસોને દૂર કરો, એવું જ્ઞાન થાય છે. જો આકાંક્ષાનું જ્ઞાન શબ્દના બોધનો હેતુ ન હોય તો રાજાના કુંવર આવે છે, રાજાના માણસોને દૂર કરો, એવું જ્ઞાન થવું જોઇએ.

૨ યોગ્યતાનું જ્ઞાન—એક પદના અન્ય પદાર્થની સાથેના સંબંધની પ્રતીતિ, જેમકે વૃક્ષને અગ્નિવડે સિંચે છે, આમાં અગ્નિપદમાં

ખિંચાવાની યોગ્યતા નથી, માટે શબ્દનો બોધ થાય નહિ.

૩ **તાત્પર્યનું જ્ઞાન**—વક્તાની ઇચ્છાનું જ્ઞાન. વક્તાની ઇચ્છા જાણ્યાવિના ખરો અર્થ સમજાય નહિ. સૈંધવના અર્થ મીઠું અને ઘોડો એવા બે થાયછે. કેડ બાંધી તૈયાર થઇ "સૈંધવ લાવ" આ પ્રમાણે સેવકને કહેવામાં આવે ત્યારે એમ જ સમજાય કે ઘોડો મગાવવાની વક્તાની ઇચ્છા છે, પરંતુ જમવા બેઠા હોય, અને તે વખતે "સૈંધવ લાવ" એમ કહેવામાં આવે ત્યારે વક્તાની ઇચ્છા મીઠું મગાવવાની છે, એમ સમજાય. વક્તાની ઇચ્છા ન સમજાય તોપણ અર્થનો બોધ થાય નહિ.

૪ **આસત્તિ**—યોગ્ય પદોના સંબંધથી અંતરાયરહિત પદાર્થોની સ્મૃતિ.

**પ્ર૦ ૧૧૬ મો.** પ્રમા કેટલી, કઇ કઇ, અને તેમનાં કરણો કહો!

**ઉત્તર.** પ્રમાણવડે ઉપજતું યથાર્થજ્ઞાન તે પ્રમા. આના ૭ પ્રકાર છે, ૧ પ્રત્યક્ષપ્રમા, ૨ અનુમિતિપ્રમા, ૩ શાબ્દીપ્રમા, ૪ ઉપમિતિપ્રમા, ૫ અર્થાપત્તિપ્રમા, ને ૬ અભાવપ્રમા. આ ૭ પ્રમા પ્રત્યક્ષઆદિ ૭ પ્રમાણથી ઉપજે છે.

**પ્ર૦ ૧૧૭ મો.** અભાવપ્રમા પ્રત્યક્ષ કે પરોક્ષ તે કારણસાથે કહો?

**ઉત્તર.** અભાવપ્રમા પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી, જો પ્રત્યક્ષ હોય તો તેમાં વાદીનો વાદવિવાદ સંભવે નહિ.

**પ્ર૦ ૧૧૮ મો.** અધ્યાસનો અર્થ, તેના પ્રકાર, અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** અધ્યાસ એટલે ભ્રાંતિ. તેના બે પ્રકાર છે, ૧ અર્થાધ્યાસ, ને ૨ જ્ઞાનાધ્યાસ.

૧ **અર્થાધ્યાસ**—એક પ્રકારની વસ્તુમાં બીજા પ્રકારની વસ્તુ જણાય તે, જેમકે દોરડીમાં સર્પ જણાય તે.

૨ જ્ઞાનાધ્યાસ—એક પ્રકારના જ્ઞાનમાં બીજા પ્રકારનું જ્ઞાન થાય તે, જેમકે દોરડીના જ્ઞાનને સ્થાને સર્પનું જ્ઞાન થાય તે.

**પ્ર૦ ૧૧૯ મો.** વેદ કેટલા, તેમનાં નામો, અને તે પ્રત્યેકની ઉપનિષદ્‌નાં મહાવાકયો કહો?

**ઉત્તર.** વેદ ચાર છે, ૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ, ને ૪ અથર્વવેદ.

૧ ઋગ્વેદની ઐતરેયઉપનિષદ્‌નું મહાવાકય **प्रज्ञानं ब्रह्म**, (જીવ બ્રહ્મ છે,) ૨ યજુર્વેદની બૃહદારણ્યકઉપનિષદ્‌નું મહાવાકય **अहं ब्रह्मास्मि**, (હું બ્રહ્મ છું,) ૩ સામવેદની છાંદોગ્યઉપનિષદ્‌નું મહાવાકય **तत्त्वमसि**, (તે તું છે,) ને ૪ અથર્વવેદની માંડૂકયઉપનિષદ્‌નું મહાવાકય **अयमात्मा ब्रह्म**. (આ આત્મા બ્રહ્મ છે.)

**પ્ર૦ ૧૨૦ મો.** ઉપવેદ કેટલા, કયા કયા, તે તેમના વિષયસહિત કહો?

**ઉત્તર.** ઉપવેદ ચાર છે, ૧ આયુર્વેદ, ૨ ધનુર્વેદ, ૩ ગંધર્વવેદ, ને ૪ અર્થવેદ.

૧ આયુર્વેદ એ ઋગ્વેદનો ઉપવેદ છે, તેમાં વૈધકસંબંધી વર્ણન છે; ૨ ધનુર્વેદ એ યજુર્વેદનો ઉપવેદ છે, તેમાં શસ્ત્રઅસ્ત્રઆદિસંબંધી વર્ણન છે; ૩ ગાંધર્વવેદ એ સામવેદનો ઉપવેદ છે, તેમાં ગાયનસંબંધી વર્ણન છે; ને ૪ અર્થવેદ એ અથર્વવેદનો ઉપવેદ છે, તેમાં દ્રવ્ય સંપાદન કરવાના ઉપાયોનું વર્ણન છે.

**પ્ર૦ ૧૨૧ મો.** વેદનાં અંગો કેટલાં, કયાં કયાં, અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** વેદનાં અંગો ૭ છે, ૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ નિરુક્ત, ૪ જ્યોતિષ, ૫ છંદ, ને ૬ વ્યાકરણ.

૧ શિક્ષા—અક્ષરોનું ઉચ્ચારણ કયા સ્થાનમાંથી કરવું તે શીખવનારી વિદ્યા, ૨ કલ્પ—યજ્ઞયાગાદિ કેવીરીતે કરવા તે શીખવનારી વિદ્યા, ૩ નિરુક્ત—વેદના કઠણ મંત્રો ને પદોના અર્થ સમજાવનારું શાસ્ત્ર, ૪ જ્યોતિષ્—ગ્રહ તથા નક્ષત્રાદિનું સ્વરૂપ તથા તેમની ગતિઆદિ જાણવાની વિદ્યા, ૫ છંદ—પિંગળશાસ્ત્ર, ને ૬ વ્યાકરણ—શુદ્ધ બોલવા તથા શુદ્ધ લખવાની વિદ્યા.

**પ્ર૦ ૧૨૨ મો.** ચાર વેદોનું પરિમાણ કહો ?

**ઉત્તર.** ઋગ્વેદમાં ૧૦૪૦૨ ઋચાઓ છે, કૃષ્ણયજુર્વેદમાં ૧૮૦૦૦ મંત્રો છે, શુક્લયજુર્વેદમાં ૧૯૭૫ મંત્રો છે, સામવેદમાં ૧૫૪૯ ઋચાઓ છે, અને અથર્વવેદમાં ૧૨૩૦૦ મંત્રો છે. બહુધા ઋચાઓ પદ્યરૂપ હોય છે, ને મંત્રો ગદ્યરૂપ હોય છે.

**પ્ર૦ ૧૨૩ મો.** ચાર વેદોની શાખાઓ કહો ?

**ઉત્તર.** ઋગ્વેદની શાકલ્યાદિ ૨૧ શાખાઓ છે, કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયાદિ ૮૬ શાખાઓ છે, શુક્લયજુર્વેદની માધ્યંદિનીઆદિ ૧૫ શાખાઓ છે, સામવેદની કૌથુમઆદિ ૧૦૦૦ શાખાઓ છે, ને અથર્વવેદની પિપ્પલઆદિ ૯ શાખાઓ છે.

**પ્ર૦ ૧૨૪ મો.** ચાર વેદોનાં બ્રાહ્મણ કહો ?

**ઉત્તર.** ઋગ્વેદનાં ઐતરેય, શાંખાયન, અને કૌષીતકિ બ્રાહ્મણ છે, કૃષ્ણયજુર્વેદનું તૈત્તિરીયબ્રાહ્મણ છે, શુક્લયજુર્વેદનું શતપથબ્રાહ્મણ છે, સામવેદનાં પ્રૌઢઆદિ ૮ બ્રાહ્મણ છે, ને અથર્વવેદનું ગોપથબ્રાહ્મણ છે.

**પ્ર૦ ૧૨૫ મો.** ૭ દર્શનનાં નામો, તેમના કર્તાનાં નામો, અને પ્રત્યેકનો મુખ્ય વિષય કહો ?

**ઉત્તર.** ૧ ન્યાય, ૨ વૈશેષિક, ૩ સાંખ્ય, ૪ યોગ, ૫ પૂર્વમી-

માંસા, ને ૬ ઉત્તરમીમાંસા એ છ દર્શનનાં નામો છે; અને ૧ ગૌતમ, ૨ કણાદ, ૩ કપિલ, ૪ પતંજલિ, ૫ જૈમિનિ, ને ૬ વ્યાસ એ ક્રમથી ન્યાયાદિ છ દર્શનોના કર્તાનાં નામો છે.

ન્યાયદર્શનમાં ૧૬ પદાર્થોનું, વૈશેષિકદર્શનમાં ૭ પદાર્થોનું, સાંખ્યદર્શનમાં પ્રકૃતિ અને પુરુષનું, યોગદર્શનમાં ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાના ઉપાયોનું, પૂર્વમીમાંસામાં વૈદિકકર્મનું, અને ઉત્તરમીમાંસામાં જીવબ્રહ્મના અભેદનું નિરૂપણ કરેલું છે.

**પ્ર૦ ૧૨૬ મો.** ન્યાયદર્શનમાં જે ૧૬ પદાર્થોનું નિરૂપણ કરેલું છે તેમનાં નામો કહો?

**ઉત્તર.** ૧ પ્રમાણ, ૨ પ્રમેય, ૩ સંશય, ૪ પ્રયોજન, ૫ દૃષ્ટાંત, ૬ સિદ્ધાંત, ૭ અવયવ, ૮ તર્ક, ૯ નિર્ણય, ૧૦ વાદ, ૧૧ જલ્પ, ૧૨ વિતંડા, ૧૩ હેત્વાભાસ, ૧૪ છળ, ૧૫ જાતિ, ને ૧૬ નિગ્રહસ્થાન.

**પ્ર૦ ૧૨૭ મો.** વૈશેષિકદર્શનમાં જે ૭ પદાર્થોનું નિરૂપણ કરેલું છે તેમનાં નામો બોલો?

**ઉત્તર.** ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ સમવાય, ૬ અભાવ, ને ૭ વિશેષ.

**પ્ર૦ ૧૨૮ મો.** વૈશેષિકદર્શનમાંના સાત પદાર્થો પૈકી દ્રવ્યનું સ્વરૂપ, સંખ્યા, ને તેમનાં નામ કહો?

**ઉત્તર.** ગુણનો આશ્રય હોય તે દ્રવ્ય કહેવાય છે, દ્રવ્ય નવ છે, તેમનાં નામો:—૧ પૃથ્વી, ૨ જળ, ૩ તેજ, ૪ વાયુ, ૫ આકાશ, ૬ દિશા, ૭ કાળ, ૮ મન, ને ૯ આત્મા.

**પ્ર૦ ૧૨૯ મો.** વૈશેષિકદર્શનમાં અને ન્યાયદર્શનમાં કેટલા ગુણ માનેલા છે?

**ઉત્તર.** તે દર્શનોમાં રૂપથી સંસ્કારપર્યંત ૨૪ ગુણ માનેલા છે.

**પ્ર૦ ૧૩૦ મો.** ન્યાયમતમાં કર્મ કેટલાં અને કયાં કયાં છે?

**ઉત્તર.** ન્યાયમતમાં પાંચ કર્મ છે, ૧ ઉત્ક્ષેપણ–ઉંચે ફેંકવું, ૨ અપક્ષેપણ–નીચે ફેંકવું, ૩ આકુંચન–સંકોચવું, ૪ પ્રસારણ–ફેલાવવું, ને ૫ ગમન–જવું.

**પ્ર૦ ૧૩૧ મો.** સામાન્ય અને સમવાયના અર્થ અને પ્રકાર કહો?

**ઉત્તર. સામાન્ય** એટલે જાતિ. તેના બે પ્રકાર છે, ૧ પર (અસ્તિત્વ,) ને ૨ અપર. (ઘટત્વઆદિ.)

તાદાત્મ્યરૂપ નિત્ય સંબંધ **સમવાય** કહેવાય છે, જેમ ૧ જાતિ અને વ્યક્તિનો સંબંધ, ૨ કર્તા અને કર્મનો સંબંધ, ૩ ગુણ ને ગુણીનો સંબંધ, ને ૪ કાર્ય અને ઉપાદાનકારણનો સંબંધ. આ બધાનો તાદાત્મ્યરૂપ નિત્ય સંબંધ છે.

**પ્ર૦ ૧૩૨ મો.** વિશેષનું સ્વરૂપ કહો!

**ઉત્તર.** એક પદાર્થ બીજા પદાર્થથી ભિન્ન છે એવું જ્ઞાન ઉપજાવનાર હેતુ તે **વિશેષ.** (પદાર્થમાં રહેલ અસાધારણ ધર્મ તે વિશેષ.)

**પ્ર૦ ૧૩૩ મો.** પુરાણો કેટલાં, તેમનાં નામો, અને તેઓમાંનો મુખ્ય વિષય જણાવો?

**ઉત્તર.** પુરાણો ૧૮ છે, તેમનાં નામોઃ– ૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪ શિવપુરાણ, ૫ ભાગવતપુરાણ, ૬ નારદીયપુરાણ, ૭ માર્કંડેયપુરાણ, ૮ અગ્નિપુરાણ, ૯ ભવિષ્યપુરાણ, ૧૦ બ્રહ્મવિવર્તપુરાણ, ૧૧ લિંગપુરાણ, ૧૨ વરાહપુરાણ, ૧૩ સ્કંદપુરાણ, ૧૪ વામનપુરાણ, ૧૫ કૂર્મપુરાણ, ૧૬ મત્સ્યપુરાણ, ૧૭ ગરુડપુરાણ, ને ૧૮ બ્રહ્માંડપુરાણ. તે પુરાણમાંનો મુખ્ય વિષય જ્ઞાન

અને ઉપાસનાનો છે. વળી તેઓમાં સૃષ્ટિની મુખ્ય ઉત્પત્તિ, અવાંતર ઉત્પત્તિ, રાજાઓના વંશો, મન્વંતરો, અને રાજાઓના વંશમાં થઇ ગયેલા પ્રસિદ્ધ પુરુષોનાં ચરિત્રો આ પાંચ વિષયોનું પણ નિરૂપણ કરેલું હોય છે.

**પ્ર૦ ૧૩૪ મો.** ઉપપુરાણોની સંખ્યા, નામો, અને તેઓમાંનો વિષય કહો ?

**ઉત્તર.** ઉપપુરાણો ૧૮થી વધારે છે. અઢાર ઉપપુરાણોનાં નામોઃ– ૧ સનત્કુમાર, ૨ નારસિંહ, ૩ વાયવીય, ૪ શિવધર્મ, ૫ આશ્ચર્ય, ૬ નારદીય, ૭ નંદિકેશ્વર, ૮ કપિલ, ૯ માનવ, ૧૦ ઉશનસ, ૧૧ બ્રહ્માંડ, ૧૨ વરુણ, ૧૩ સૂર્ય, ૧૪ મહેશ્વર, ૧૫ કાલિકા, ૧૬ સાંબ, ૧૭ પારાશર, ને ૧૮ ભાગવત.

તેઓમાંનો વિષય પુરાણના જેવો છે.

**પ્ર૦ ૧૩૫ મો.** સ્મૃતિઓનો મુખ્ય વિષય, તેમની સંખ્યા, અને મુખ્ય સ્મૃતિઓનાં નામ કહો ?

**ઉત્તર.** સ્મૃતિઓમાં ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મોનું નિરૂપણ હોય છે, તથા રાજાઓના ધર્મો અને પ્રાયશ્ચિત્તાદિનું પણ તેઓમાં નિરૂપણ હોય છે. સ્મૃતિઓ આશરે ત્રીશેક છે, તેમાં ૧ મનુ, ૨ યાજ્ઞવલ્ક્ય, ને ૩ પરાશર આ ત્રણ સ્મૃતિઓ મુખ્ય છે.

**પ્ર૦ ૧૩૬ મો.** વિદ્યાનાં અઢાર પ્રસ્થાનનાં નામો કહો ?

**ઉત્તર.** ચાર વેદ, ચાર ઉપવેદ, ૭ વેદાંગ, ન્યાય, ધર્મશાસ્ત્રો, પુરાણો, અને મીમાંસા એ વિદ્યાનાં અઢાર પ્રસ્થાનનાં નામો છે. કોઇ ઠેકાણે ચૌદ વિદ્યા ગણવામાં આવે છે, ત્યાં ચાર ઉપવેદનો વેદમાં સમાવેશ કરતાં ચૌદની ગણત્રી થાય છે.

**પ્ર૦ ૧૩૭ મો.** યજ્ઞના ચાર વેદના મુખ્ય ઋત્વિજોનાં નામો અને તેમનાં કામ કહો ?

**ઉત્તર.** ઋગ્વેદનો ઋત્વિજ્ હોતા કહેવાય છે, અને તેનું કામ દેવોને આવાહન કરવાનું છે. ( આવાહન—બોલાવવું. ) યજુર્વેદનો ઋત્વિજ્ અધ્વર્યુ કહેવાય છે, અને તેનું કામ આવેલા દેવોને આહુતિ આપવાનું છે. સામવેદનો ઋત્વિજ્ ઉદ્દ્ગાતા કહેવાય છે, અને તેનું કામ આવેલા દેવોને ગાનઆદિથી પ્રસન્ન કરવાનું છે. અથર્વવેદનો ઋત્વિજ્ બ્રહ્મા કહેવાય છે, અને તેનું કામ ઉપરના ત્રણે ઋત્વિજો પોતપોતાનું કામ યથાયોગ્ય કરે છે કે નહિ તેપર ધ્યાન આપવાનું છે.

**પ્ર૦ ૧૩૮ મો.** આચાર્ય અને શિષ્યનાં લક્ષણ કહો ?

**ઉત્તર.** ૧ શિષ્યની બુદ્ધિમાં રહેલા પાંચ ભેદની નિવૃત્તિ કરે, ૨ જીવબ્રહ્મની એકતાનો ઉપદેશ કરે, ને ૩ શિષ્યને ઉત્તરોત્તર મોક્ષમાર્ગમાં આગળ વધવાનો ઉપદેશ કરે તે **આચાર્ય** કહેવાય છે; ને વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય, ૨ તન મન અને ધનથી ગુરુની સેવા કરનાર હોય, ને ૩ ગુરુની આજ્ઞાનું પ્રેમપૂર્વક પાલન કરનાર હોય તે **શિષ્ય** કહેવાય છે.

ગુરુ ત્રણ પ્રકારના છે, શિલાજેવા, પાનડાજેવા, ને નૌકાજેવા. વિષયાનુરાગી ગુરુઓ શિલાજેવા છે, શિલા પોતે જેમ જળમાં ડુબી જાય છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ જળમાં ડુબાડે છે, તેમ વિષયી ગુરુઓ પણ પોતે ભવસાગરમાં ડુબે છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ વિષયસેવનનો ઉપદેશ કરી ભવસાગરમાં ડુબાડે છે. બ્રહ્મમાં નિષ્ઠાવાળા ગુરુ પાનડાજેવા છે. તેઓ પાનડાની પેઠે પોતે તરે છે, પણ પોતાનો આશ્રય ગ્રહણ કરનારને તારી શકતા નથી. પાનડું જેમ કીડીજેવા હળવા શરીરવાળા પ્રાણીને તારી શકે છે, પણ સર્વ પ્રાણીને તારી શકતું નથી, તેમ એવા બ્રહ્મનિષ્ઠ ગુરુ માત્ર બહુ શ્રદ્ધાળુ મનુષ્યને તારી શકે છે, પણ સર્વ મનુષ્યને તારવા સમ-

થઈ નથી. શ્રોત્રિય એટલે સતશાસ્ત્ર ને સુયુક્તિઓ જાણનારા અને બ્રહ્મમાં નિષ્ઠા રાખનારા ગુરુ નૌકાજેવા છે. નૌકા જેમ પોતે તરે છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનાર અન્યજનોને પણ તારે છે, તેમ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુ પોતે ભવસાગરને તરી બ્રહ્મરૂપ પરપારને પામેલા હોય છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ સુખપૂર્વક ભવસાગરમાંથી તારી પરપારરૂપ બ્રહ્મસ્વરૂપને અભેદરૂપે પમાડે છે. મુમુક્ષુએ જ્ઞાનલાભમાટે શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ ગ્રહણ કરવું ઉચિત છે.

શિષ્ય પણ ત્રણ પ્રકારના છે, વક્ર, વક્રસરલ, ને સરલ, વક્ર શિષ્ય માત્ર કોઇ ગુરુનું શરણ ગ્રહણ કરે છે, પણ પછી પોતાનું અભિમાન ત્યજી તેમની આજ્ઞાપ્રમાણે વર્તતો નથી, વક્રસરલ શિષ્ય કોઇ ગુરુનું શરણ ગ્રહણ કરી પછી ગુરુની કેટલીક આજ્ઞાઓનું તે પાલન કરે છે, ને કેટલીક આજ્ઞાનું પાલન કરતો નથી, ને સરલ શિષ્ય કોઇ ગુરુનું શરણ ગ્રહણ કર્યાપછી શુદ્ધભાવથી સાવધાનતાપૂર્વક તેમની પ્રત્યેક આજ્ઞાનું પરિપાલન કરે છે. જે પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે સરલ શિષ્ય થવું ઉચિત છે.

**પ્ર૦ ૧૩૯ મો.** જીવના શરીરમાં અને ઈશ્વરના લીલાશરીરમાં જે વિલક્ષણતા હોય તે કહો ?

**ઉત્તર.** તે બંને શરીરમાં ત્રણ પ્રકારની વિલક્ષણતા છે, ૧ જીવનું શરીર પાંચ ભૂતોનું બનેલું છે, અને ઈશ્વરનું લીલાશરીર સાક્ષાત્ માયાનું પરિણામ છે, ૨ જીવને પોતાના સ્વરૂપનો અનુભવ થવામાટે આચાર્યના ઉપદેશની અગત્ય છે, અને ઈશ્વરનો માયારૂપ ઉપાધિ નિર્મળ હોવાથી તેમને જ્ઞાનમાટે આચાર્યના ઉપદેશની અગત્ય નથી, ને ૩ જીવોનાં શરીર પોતપોતાનાં પૂર્વનાં શુભાશુભ કર્મોથી રચાયેલાં છે, અને ઈશ્વરનું લીલાશરીર પાપિઓનાં પાપો અને પુણ્યવાનનાં પુણ્યોથી બનેલું છે.

**પ્ર૦ ૧૪૦ મો.** જીવનો બ્રહ્મથી અને આત્માનો બ્રહ્મથી કેવી રીતે અભેદ છે તે દૃષ્ટાંતસહિત સમજાવો?

**ઉત્તર.** જીવનું બ્રહ્મથી બાધસામાન્યાધિકરણ્ય છે, એટલે જીવના જીવત્વનો બાધ થયે તેનો બ્રહ્મથી અભેદ થાય છે, જેમ દર્પણમાં પડેલા મુખના પ્રતિબિંબનો બાધ થયે તેનો ડોકપરના મુખસાથે અભેદ થાય છે તેમ; અને આત્માનું બ્રહ્મથી મુખ્યસામાન્યાધિકરણ્ય છે, એટલે ઘટાકાશનો જેમ મહાકાશસાથે મુખ્ય અભેદ છે તેમ.

**પ્ર૦ ૧૪૧ મો.** જીવન્મુક્તિ અને વિદેહમુક્તિનો ભેદ સમજાવો?

**ઉત્તર.** શરીરાદિ પ્રપંચ વિદ્યમાન છતાં પોતાના આત્માનો બ્રહ્મથી અભેદ અનુભવાય એવી સ્થિતિ તે જીવન્મુક્તિ.

જ્ઞાની, જીવન્મુક્ત, મહામુક્ત, અને અતિમુક્તનું શરીર પડ્યાપછી તેમનો બ્રહ્મથી અભેદ થાય છે તે વિદેહમુક્તિ.

**પ્ર૦ ૧૪૨ મો.** જીવન્મુક્ત અને વિદેહમુક્તનાં લક્ષણ કહો?

**ઉત્તર.** શરીર વિદ્યમાન છતાં જેને પોતાના આત્માનો બ્રહ્મથી સ્પષ્ટ અભેદ અનુભવાય એવી પાંચમી ભૂમિકાને પામેલો પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. ચોથી, પાંચમી, છઠ્ઠી, અને સાતમી ભૂમિકા પામેલા પુરુષનો દેહ પડ્યાપછી તે વિદેહમુક્ત કહેવાય છે.

**પ્ર૦ ૧૪૩ મો.** પુર્યષ્ટકમાંની આઠ પુરીનાં નામો અને પુર્યષ્ટક કયું શરીર છે તે કહો?

**ઉત્તર.** ૧ ભૂતપંચક, ૨ પ્રાણપંચક, ૩ કર્મેન્દ્રિયપંચક, ૪ જ્ઞાનેન્દ્રિયપંચક, ૫ અંતઃકરણચતુષ્ટય, ૬ કામ, ૭ કર્મ, ને ૮ અવિદ્યા આ આઠ પુર્યષ્ટકમાંની પુરીઓનાં નામો છે. તે પુર્યષ્ટક સૂક્ષ્મશરીર છે.

**પ્ર૦ ૧૪૪ મો.** નૈયાયિકવૈશેષિકોના, સાંખ્યયોગવાળાના, ઉપાસકોના, પૂર્વમીમાંસકોના, અને વેદાંતિઓના મોક્ષનું સ્વરૂપ કહો?

**ઉત્તર.** નૈયાયિકો અને વૈશેષિકો ૨૧ પ્રકારનાં દુઃખની અત્યંત નિવૃત્તિને **મોક્ષ** માને છે; સાંખ્યયોગવાળા ત્રણ પ્રકારનાં દુઃખની અત્યંત નિવૃત્તિને **મોક્ષ** માને છે; ઉપાસકો અને પૂર્વમીમાંસકો આનંદની નિત્યપ્રાપ્તિને **મોક્ષ** માને છે; અને વેદાંતિઓ ત્રણ પ્રકારનાં દુઃખની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્યપ્રાપ્તિને **મોક્ષ** માને છે.

**પ્ર૦ ૧૪૫ મો.** ન્યાયશાસ્ત્રે તથા વૈશેષિકશાસ્ત્રે માનેલાં એકવીશ પ્રકારનાં દુઃખોનાં નામ કહો ?

**ઉત્તર.** પાંચ જ્ઞાનેંદ્રિય અને મન મળી ૬ જ્ઞાનેંદ્રિય, તેમના ૬ વિષયો, અને તે ૬ વિષયોનાં ૬ જ્ઞાન એ પ્રમાણે ૧૮, ૧૯ શરીર, ૨૦ સુખ, ને ૨૧ દુઃખ, આ પ્રમાણે ન્યાયશાસ્ત્રે તથા વૈશેષિકશાસ્ત્રે માનેલાં ૨૧ પ્રકારનાં દુઃખો છે. વિષયજન્ય સુખ એ દુઃખનો હેતુ છે, માટે તે સુખ પણ દુઃખરૂપજ છે.

**પ્ર૦ ૧૪૬ મો.** જ્ઞાનીનું સ્વરૂપ તથા તેમની બાહ્યસ્થિતિ અમુક પ્રકારની હોય એવો નિયમ છે કે નહિ તે કહો ?

**ઉત્તર.** સર્વ પ્રપંચનો બાધ થઇ જેમને પોતાના આત્માનો બ્રહ્મથી અભેદ અનુભવાયો છે તે **જ્ઞાની** કહેવાય છે. તેમની બાહ્યસ્થિતિ અમુક પ્રકારની હોવી જોઇએ એવો કાંઇ નિયમ નથી, અર્થાત્ તેમની બાહ્યસ્થિતિ પ્રારબ્ધને લઇ બાહ્ય ઉપાધિવાળી અથવા બાહ્ય ઉપાધિરહિત હોય છે.

**પ્ર૦ ૧૪૭ મો.** કર્મના પ્રકાર તેમનાં સ્વરૂપસહિત કહો ?

**ઉત્તર.** કર્મ બે પ્રકારનાં છે, ૧ વિહિત, ને ૨ નિષિદ્ધ. શાસ્ત્રે વિધાન કરેલું તે **વિહિત**, ને શાસ્ત્રે નહિ કરવાને કહેલું તે **નિષિદ્ધ**. તેમાં વિહિતકર્મ ચાર પ્રકારનાં છે, ૧ નિત્ય, (સંધ્યાવંદનાદિ,) ૨

નૈમિત્તિક, ( ગ્રહણશ્રાદ્ધાદિ, ) ૩ કામ્ય, ( પુત્રેષ્ટિઆદિ, ) ને ૪ પ્રાયશ્ચિત્ત. ( પાપની નિવૃત્તિમાટેનું ઉપવાસાદિ કર્મ. )

**પ્ર૦ ૧૪૮ મો.** ત્રણ પ્રકારનાં કર્મોનાં નામો અને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ૧ સંચિત, ૨ ક્રિયમાણ, ને ૩ પ્રારબ્ધ એ ત્રણ પ્રકારનાં કર્મો છે. ફળ આપવાને તત્પર નહિ એવાં અપકવ કર્મ **સંચિત** કહેવાય છે, વર્તમાનજન્મમાં જે કર્મ કરવામાં આવે છે તે ક્રિયમાણ, ને જે કર્મ ફળ દેવાને તત્પર થયાં છે અથવા જે કર્મવડે જાતિ, આયુષ્, અને ભોગ નક્કી થયેલ છે તે **પ્રારબ્ધ** કહેવાય છે.

**પ્ર૦ ૧૪૯ મો.** જગત્માં કેટલા પ્રકારના પુરુષો છે, અને તેમનાં લક્ષણ શાં છે, તે કહો ?

**ઉત્તર.** જગત્માં ચાર પ્રકારના પુરુષો છે, ૧ પામર, ૨ વિષયી, ૩ જિજ્ઞાસુ, ને ૪ મુક્ત.

૧ **પામર**—પાર—ક્ષણ કરનાર, (વેદત્રયી,) તેનું મર—હનન કરનાર—વેદત્રયીની આજ્ઞા નહિ માનવારૂપ તેનું હનન કરનાર. તે શાસ્ત્રસંસ્કારવિનાનો અને આ લોકના શુભાશુભ વિષયો સંપાદન કરવામાં તથા ભોગવવામાં તત્પર હોય છે.

૨ **વિષયી**—આ લોક પરલોકના વિહિત વિષયો સંપાદન કરવામાટે વિહિત ઉદ્યોગ કરનાર.

૩ **જિજ્ઞાસુ**—આ લોક પરલોકના વિષયોથી ઉદાસ થયેલો અને જ્ઞાનવિના મોક્ષ પ્રાપ્ત થવાનો નથી આમ સમજી આત્માનું જ્ઞાન સંપાદન કરવાને ઇચ્છનાર.

૪ **મુક્ત**—આત્માનો અપરોક્ષ અનુભવ થવાથી જે સંસારબંધનથી મોકળો થયો છે તે.

આ ચાર પ્રકારના પુરુષોમાંથી જિજ્ઞાસુ શ્રવણાદિનો અધિકારી છે.

**પ્ર૦ ૧૫૦ મો.** શરીરમાંના સાત ધાતુઓનાં નામ કહો ?

**ઉત્તર.** ૧ રસ, ૨ રુધિર, ૨ માંસ, ૪ અસ્થિ, ૫ મેદ, ( ચરબી, ) ૬ મજ્જા, ( મજ્જાતંતુઆદિમાંનો તેલજેવો પદાર્થ, ) ને ૭ વીર્ય એ સાત ધાતુઓનાં નામ છે.

**પ્ર૦ ૧૫૧ મો.** સામાન્યચેતન અને વિશેષચેતનનું સ્વરૂપ કહો ?

**ઉત્તર.** સત્, ચિત્, અને આનંદરૂપે સર્વત્ર વ્યાપી રહેલું ચેતન તે **સામાન્યચેતન**, ને જ્ઞાનીના અંતઃકરણની વૃત્તિના અગ્રભાગમાં સ્થિર થયેલું ચેતન તે **વિશેષચેતન** કહેવાય છે.

સામાન્યચેતન અજ્ઞાનનું વિરોધી નથી, પણ વિશેષચેતનજ અજ્ઞાનનું વિરોધી છે, જેમ લાકડામાં રહેલો અગ્નિ અંધારાનો વિરોધી નથી, પણ તે લાકડાને મથન કરી કાઢેલો અગ્નિ અંધારાનો વિરોધી છે તેમ.

**પ્ર૦ ૧૫૨ મો.** ખ્યાતિઓની સંખ્યા અને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર. ખ્યાતિ**—મિથ્યા પદાર્થનું જણાવું અને કહેવું તે. ખ્યાતિ પાંચ પ્રકારની છે, ૧ અસત્ખ્યાતિ, ૨ આત્મખ્યાતિ, ૩ અન્યથાખ્યાતિ, ૪. અખ્યાતિ, ને ૫ અનિર્વચનીયખ્યાતિ.

૧ **અસત્ખ્યાતિ**—દોરડીમાં અને દોરડીની બહાર ક્યાંઇ પણ સાચો સર્પ નથી, એવા અત્યંત મિથ્યા સર્પનું જણાવું અને બીજાને કહેવું તે. આ ખ્યાતિ સર્વ જગત્ શૂન્યમાંથી ઉત્પન્ન થયું એમ કહે છે. આ કહેવું શૂન્યવાદી માધ્યમિકનું છે. આ મત બૌદ્ધધર્મનો એક પેટા વિભાગ છે.

૨ **આત્મખ્યાતિ**—બુદ્ધિની બહાર કયાંઇ પણ સાચો સર્પ નથી. દોરડીમાં પ્રતીત થનાર સર્પ ક્ષણે ક્ષણે પરિણામ પામનારી બુદ્ધિરૂપ છે. આમ બુદ્ધિરૂપ આત્મા સર્પરૂપે પ્રતીત થાય છે, એમ કહેવું તે.

આ ખ્યાતિ ક્ષણિકવિજ્ઞાનવાદીની છે. આ ક્ષણિકવિજ્ઞાનવાદ પણ બૌદ્ધધર્મનો જ એક પેટા વિભાગ છે. આ મતે પ્રતીત થતું સર્વ જગત્ બુદ્ધિરૂપ છે.

૩ **અન્યથાખ્યાતિ**—રાફડાઆદિ અન્ય સ્થળમાં જોયેલો સાચો સર્પ નેત્રના દોષથી દોરડીદેશમાં જણાય છે એમ કહેવું તે. આ નૈયાયિક અને વૈશેષિકવાળાનું કહેવું છે. અન્યથા–એક દેશમાં રહેલા સર્પનું અન્ય સ્થાનમાં એટલે દોરડી દેશમાં, ખ્યાતિ–જણાવું અને કહેવું.

નવીન નૈયાયિક ચિંતામણિકાર અન્યથાખ્યાતિનું સ્વરૂપ નીચે પ્રમાણે કહે છેઃ–

દોરડીનું મંદ અંધકારને લઇ દોરડીરૂપે જ્ઞાન નહિ થતાં બીજેરૂપે જ્ઞાન થાય છે તે અન્યથાખ્યાતિ. અન્યથા–એક પ્રકારના પદાર્થનું અન્ય પ્રકારે, ખ્યાતિ–જણાવું અને કહેવું.

૪ **અખ્યાતિ**—જ્યાં દોરડીમાં સર્પનું જ્ઞાન થાય છે ત્યાં બે અંશ હોય છે, ૧ દોરડીનું સામાન્ય પ્રત્યક્ષજ્ઞાન, ને ૨ સર્પની સ્મૃતિ; જોનારને ભયદોષને લીધે મને બે પ્રકારનું જ્ઞાન થયું છે, એવું ભાન રહેતું નથી, પણ આ સર્પ છે એવું એક જ્ઞાન થયાનું જણાય છે, આ અખ્યાતિ છે. આ ખ્યાતિને સાંખ્ય અને પ્રભાકરવાળા માને છે.

૫ **અનિર્વચનીયખ્યાતિ** વેદાંતિઓ માને છે. નેત્રાદિકદ્વારા બહાર નીકળેલી અંતઃકરણની વૃત્તિ પદાર્થસમીપ જાય છે, ને પદાર્થને આકારે થાય છે, તેમાં પ્રકાશાદિ સહાય થાય છે, તેથી પદાર્થના આવરણનો ભંગ થાય છે. જ્યાં મંદ અંધકારમાં પડેલી દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે, ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળી પણ ખરી, અને પદાર્થપર્યંત ગઇ પણ ખરી, પરંતુ પ્રકાશના સાહાય્યવિના દોરડીનું આવરણ દૂર થયું નહિ, તેથી રજ્જુઉપહિતચેતનને આશરે રહેલી

અવિદ્યામાં ક્ષોભ થઇને તેના તમોગુણનું સર્પરૂપ પરિણામ થયું, અને વૃત્તિઉપહિતચેતનને આશરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના સત્ત્વગુણનું સર્પના જ્ઞાનરૂપ પરિણામ થયું. એ સર્પવસ્તુ અને સર્પનું જ્ઞાન સત્ નથી, કેમકે ઉત્તરકાળે તેનો બાધ થાય છે, તેમ અસત્ પણ નથી, કેમકે વર્તમાનકાળમાં તે દેખાય છે. એવી રીતે સત્અસતથી વિલક્ષણ સર્પનું ને તેના જ્ઞાનનું જણાવું અને કહેવું એ અનિર્વચનીયખ્યાતિ કહેવાય છે. આ પહેલા પ્રકારની અનિર્વચનીયખ્યાતિ છે.

અનિર્વચનીયખ્યાતિનો બીજો પ્રકાર:—નેત્રાદિદ્વારા નીકળેલી અંતઃકરણની વૃત્તિ પદાર્થસમીપ જાય છે, ને તેને આકારે થાય છે, તેમાં પ્રકાશાદિ સહાય થાય છે, તેથી પદાર્થનું આવરણ ભંગ થાય છે. આથી તે પદાર્થનું જ્ઞાન થાય છે. જ્યાં મંદ અંધકારમાં પડેલી દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળી પણ ખરી, પદાર્થપર્યંત ગઇ પણ ખરી, પરંતુ પ્રકાશનું સાહાય્ય નહિ હોવાથી દોરડીનું આવરણ ભંગ થયું નહિ, તેથી વૃત્તિઉપહિતચેતનને આશરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના તમોગુણનું સર્પરૂપ પરિણામ થયું, અને વૃત્તિઉપહિતચેતનને આશરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના સત્ત્વગુણનું સર્પના જ્ઞાનરૂપ પરિણામ થયું. આ સર્પવસ્તુ અને સર્પનું જ્ઞાન સત્ નથી, કેમકે ઉત્તરકાળે તેનો બાધ થાય છે, તેમ અસત્ પણ નથી, કેમકે વર્તમાનકાળમાં તે દેખાય છે. એવી રીતે સત્-અસત્થી વિલક્ષણ સર્પનું ને સર્પના જ્ઞાનનું જણાવું અને કહેવું એ અનિર્વચનીયખ્યાતિ કહેવાય છે.

**પ્ર૦ ૧૫૩ મો.** પ્રથમની ચાર ખ્યાતિઓમાં જે દોષ હોય તે જણાવો ?

**ઉત્તર.** ૧ અસત્ખ્યાતિ મિથ્યા છે, કેમકે અત્યંત અસત્પદાર્થનું

દેખાવું સંભવતું નથી, જેમ વંધ્યાનો પુત્ર અને સસલાનાં શીંગડાં દેખાતાં નથી તેમ.

૨ આત્મખ્યાતિ પણ મિથ્યા છે, કેમકે જો બુદ્ધિજ સર્પાકાર થતી હોય તો તે સર્પ શરીરની અંદર જણાવો જોઇએ, પણ બહાર ન જણાવો જોઇએ. વળી તેના મતપ્રમાણે બુદ્ધિ ક્ષણિક છે, તેથી એક ક્ષણથી વધારે વાર તે સર્પ ન જણાવો જોઇએ, પણ અહિં તો દીપકઆદિ ન લાવીએ ત્યાંસુધી તે દેખાય છે.

૩ પહેલા પ્રકારની અન્યથાખ્યાતિ પણ સંભવરહિત છે, કેમકે જો રાફડાઆદિમાં જોયેલો સાચો સર્પ સંમુખ દેખાતો હોય તો વચમાંના બધા પદાર્થો દેખાવા જોઇએ, પણ તે દેખાતા નથી.

બીજા પ્રકારની અન્યથાખ્યાતિ જે ચિંતામણિકાર કહે છે તે પણ ખોટી છે, કારણકે જ્ઞેયપ્રમાણે જ્ઞાન થવું જોઇએ, જ્ઞેય દોરડી છે, અને જ્ઞાન સર્પનું થાય એ ઘટે નહિ.

૪ અખ્યાતિ પણ નીચેનાં ત્રણ કારણોથી ખોટી છેઃ—

૧ જો દોરડીમાં સર્પની સ્મૃતિજ થતી હોય તો પુરુષ ભય પામીને પાછો ભાગે છે તે ભય તેને ન થવું જોઇએ, અને તે પાછો ભાગવો ન જોઇએ.

૨ સર્પનો બાધ થાય છે ત્યારે પુરુષ કહે છે કે મને સર્પ ખોટો દેખાતો હતો, પણ મને સર્પ ખોટો સાંભરતો હતો એમ કહેતો નથી.

૩ એકજ અંતઃકરણમાં એકજ કાળે સ્મૃતિજ્ઞાન તથા પ્રત્યક્ષજ્ઞાન એવાં બે જ્ઞાન સંભવી પણ શકે નહિ.

**પ્ર૦ ૧૫૪ મો.** નિર્દોષલક્ષણનું સ્વરૂપ કહો ?

**ઉત્તર.** જે લક્ષણ ત્રણ પ્રકારના દોષથી રહિત હોય તે લક્ષણ નિર્દોષ કહેવાય. ત્રણ પ્રકારના દોષનાં નામોઃ—૧ અવ્યાપ્તિદોષ, ૨ અતિવ્યાપ્તિદોષ, ને ૩ અસંભવદોષ.

૧ જે લક્ષણ લક્ષ્યના એક દેશમાં રહે તે લક્ષણ **અ**વ્યાપ્તિ-દોષવાળું કહેવાય છે, જેમ રાતું સાસ્નાવાળું સ્ત્રીજાતિ પશુ તે ગાય. આ લક્ષણ લક્ષ્યના એક દેશમાં રહે છે, અર્થાત્ તેમાં રાતા રંગવાળી ગાયોનો જ સમાસ થાય છે, બીજા રંગની ગાયોનો સમાસ થતો નથી. સાસ્ના–ગાયબળદની ડોકે જે ગોદડીજેવી જાડી ચામડી લટકે છે તે.

૨ જે લક્ષણ લક્ષ્યમાં રહીને લક્ષ્યથી બહાર પણ રહે છે તે લક્ષણ **અ**તિવ્યાપ્તિદોષવાળું કહેવાય છે, જેમ ચાર પગવાળી તે ગાય. આ લક્ષણ ગાયરૂપ લક્ષ્યમાં રહીને બીજાં પશુઓ જે લક્ષ્યની બહાર છે તેમાં પણ જાય છે.

૩ જે લક્ષણ લક્ષ્યના કોઇ પણ ભાગમાં ન સંભવે તે લક્ષણ **અ**સંભવદોષવાળું કહેવાય છે, જેમ બે પાંખવાળી તે ગાય. આ લક્ષણ લક્ષ્યરૂપ કોઇ પણ ગાયમાં સંભવતું નથી.

સાસ્નાવાળું સ્ત્રીજાતિ પશુવિશેષ તે ગાય, આ ગાયનું નિર્દોષ લક્ષણ છે.

**પ્ર૦ ૧૫૫ મો.** અભાવની સંખ્યા, તેમનાં નામો, અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** અભાવ પાંચ પ્રકારના છે, ૧ પ્રાગભાવ, ૨ પ્રધ્વંસાભાવ, ૩ અન્યોન્યાભાવ, ૪ અત્યંતાભાવ, ને ૫ સામયિકાભાવ.

**૧ પ્રાગભાવ**—કોઇ પણ પદાર્થની ઉત્પત્તિની પૂર્વે તેનો પોતાના ઉપાદાનકારણમાં જે અભાવ તે, જેમ ઘડાનો ઉત્પત્તિની પૂર્વે પોતાના ઉપાદાનકારણ માટીમાં અભાવ હતો તે.

૨ **પ્રધ્વંસાભાવ**—પદાર્થનો નાશ થયાપછી તેનો જે અભાવ થાય છે તે, જેવી રીતે મોગરીવડે ઘડાનો અભાવ થાય છે તે.

૩ **અન્યોન્યાભાવ**—પદાર્થોનો પરસ્પરમાં જે અભાવ તે, જેમ ઘડામાં પટનો અને પટમાં ઘડાનો અભાવ છે.

૪ **અત્યંતાભાવ**—જે વસ્તુનો અત્યંત અભાવ હોય તે, જેમ સસલાનાં શીંગડાં, વંધ્યાનો પુત્ર ઇત્યાદિ.

૫ **સામયિકાભાવ**—સમયને માટે જે અભાવ હોય તે.

**પ્ર૦ ૧૫૬ મો.** ઇંદ્રિયો અને અંતઃકરણના દેવો (ઉપકાર કરનાર સત્ત્વો) કહો ?

**ઉત્તર.** ૧ શ્રોત્રના દેવ દિશા, ૨ ત્વચાના દેવ વાયુ, ૩ નેત્રના દેવ સૂર્ય, ૪ જીભના દેવ વરુણ, ૫ નાસિકાના દેવ પૃથ્વીના અભિમાની અથવા અશ્વિનીકુમાર, ૬ વાણીના દેવ અગ્નિ, ૭ હાથના દેવ ઇંદ્ર, ૮ પગના દેવ વિષ્ણુ, ૯ ગુદાના દેવ યમ, ૧૦ શિશ્નના દેવ પ્રજાપતિ, ૧૧ મનના દેવ ચંદ્રમા, ૧૨ ચિત્તના દેવ નારાયણ, ૧૩ બુદ્ધિના દેવ બ્રહ્મા, ને ૧૪ અહંકારના દેવ રુદ્ર.

**પ્ર૦ ૧૫૭ મો.** વેદાંતની રીતે સૃષ્ટિની ઉત્પત્તિ કહો ?

**ઉત્તર.** માયાઉપહિતચેતનમાંથી ( માયા જેનો ઉપાધિ છે એવા ચેતનમાંથી ) આકાશતત્ત્વ ઉપજ્યું, આકાશતત્ત્વમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, અને જળમાંથી પૃથ્વીતત્ત્વ ઉપજ્યું. આ પાંચે તત્ત્વ અપંચીકૃત છે. આ અપંચીકૃત આકાશના સત્ત્વગુણમાંથી શ્રોત્ર, વાયુના સત્ત્વાંશમાંથી ત્વચા, તેજના સત્ત્વાંશમાંથી નેત્ર, જળના સત્ત્વાંશમાંથી જીભ, ને પૃથ્વીના સત્ત્વાંશમાંથી નાસિકા ઉપજેલ છે. પાંચે ભૂતોના મળેલા સત્ત્વાંશમાંથી અંતઃકરણ ઉપજ્યું છે.

આકાશના રજોગુણમાંથી વાણી, વાયુના રજોગુણમાંથી હાથ, તેજના રજોગુણમાંથી પગ, જળના રજોગુણમાંથી શિશ્ન, ને પૃથ્વીના રજોગુણમાંથી ગુદા ઉપજેલ છે. આ અપંચીકૃત પાંચ ભૂતોના મળેલા રજોગુણમાંથી પ્રાણો ઉપજ્યા છે.

પ્રત્યેક અપંચીકૃતભૂતના ૧/૨ અને તેનાથી ભિન્ન બાકીનાં ચાર અપંચીકૃતભૂતના ૧/૮ ૧/૮ મળી પાંચ પંચીકૃતભૂતો બનેલ છે. પંચીકૃતભૂતોમાંથી સર્વ ભૌતિક પદાર્થો બન્યા છે.

**પ્ર૦ ૧૫૮ મો.** સાંખ્ય અને યોગની રીતે સૃષ્ટિની ઉત્પત્તિ કહો?

**ઉત્તર. સાંખ્યની** રીતે આ પ્રમાણે આ સૃષ્ટિ ઉપજી છે:—અનાદિ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ ( ચિત્ત ) ઉપજ્યું. મહત્તત્ત્વમાંથી અહંકાર, અહંકારમાંથી મનસહિત અગીઆર ઇંદ્રિયો અને પાંચ તન્માત્રા, અને પાંચ તન્માત્રામાંથી પાંચ મહાભૂતો ઉપજ્યાં. આ પાંચ મહાભૂતોમાંથી ભૌતિક પદાર્થો ઉપજ્યા છે.

યોગની રીતે આ સૃષ્ટિની ઉત્પત્તિ આ પ્રમાણે છે:—અનાદિ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ ( ચિત્ત ) ઉપજ્યું. મહત્તત્ત્વમાંથી અહંકાર તથા પાંચ તન્માત્રા ઉપજ્યાં. અહંકારમાંથી મનસહિત અગીઆર ઇંદ્રિયો અને પાંચ તન્માત્રામાંથી પાંચ મહાભૂતો ઉપજ્યાં, અને પાંચ મહાભૂતોમાંથી ભૌતિક પદાર્થો ઉપજ્યા.

**પ્ર૦ ૧૫૯ મો.** જગતની ઉત્પત્તિના સંબંધમાં કેટલા વાદ છે તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** જગતની ઉત્પત્તિના સંબંધમાં ત્રણ વાદ છે, ૧ આરંભવાદ, ૨ પરિણામવાદ, ને ૩ વિવર્તવાદ.

૧ **આરંભવાદ**—ઈશ્વરાદિ નિમિત્તકારણવડે બે પરમાણુ ભેગાં થવાથી એક દ્વ્યણુક થાય છે, ત્રણ દ્વ્યણુક ભેગાં થવાથી એક ત્રસરેણુ થાય છે, અને આ ત્રસરેણુઓદ્વારા વિશ્વના સર્વ પદાર્થ બનેલા છે એવો વાદ. આ ન્યાય અને વૈશેષિકનો મત છે.

૨ પરિણામવાદ—દૂધમાંથી જેમ દહીં થાય છે, તેમ પ્રકૃતિમાંથી આખું જગત્ થયું છે એવો વાદ. આ સાંખ્ય અને યોગવાળાનો મત છે.

૩ **વિવર્તવાદ**—મૂળ સ્વરૂપમાં કાંઇ પણ ફેરફાર નહિ થતાં તેમાં બીજા પદાર્થની પ્રતીતિ થાય છે એવો વાદ. જેમ દોરડીમાં સર્પ, ઠુંઠામાં પુરુષ, ને છીપમાં રૂપું દેખાય છે. બ્રહ્મમાં કાંઇ પણ વિક્રિયા નહિ થતાં તેમાં નામરૂપવાળું આ જગત્ પ્રતીત થાય છે, એવો વિવર્તવાદ વેદાંતિઓ માને છે.

**પ્ર૦ ૧૬૦ મો.** ઉપાદાનકારણ ને નિમિત્તકારણનું સ્વરૂપ તથા આ જગતનું ઉપાદાનકારણ ને નિમિત્તકારણ શું છે તે કહો ?

**ઉત્તર.** કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયની સાથે સંબંધ રાખનાર કારણ તે ઉપાદાનકારણ કહેવાય છે, જેમ ઘડાનું ઉપાદાનકારણ માટી છે.

દૂર રહીને જે કાર્ય ઉપજાવે અને કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ, અને નાશની સાથે જેને સંબંધ ન હોય તે **નિમિત્તકારણ** કહેવાય છે, જેમ ઘડાનું નિમિત્તકારણ કુંભાર, ચાકડો, ને દંડઆદિ છે. જગત્નું ઉપાદાનકારણ અને નિમિત્તકારણ ઈશ્વર છે. જેમ કરોળીઓ પોતે પોતામાંથી જાળું ઉત્પન્ન કરે છે, તેમ ઈશ્વર પણ પોતામાંથી આ જગત્ ઉત્પન્ન કરે છે.

**પ્ર૦ ૧૬૧ મો.** ચાર ખાણોનાં નામ કહો ?

**ઉત્તર.** ૧ **ઉદ્ભિજ્જ**, ( ભૂમિ ફાડીને બહાર નીકળનાર વૃક્ષાદિ, ) ૨ **સ્વેદજ**, ( પરસેવામાંથી ઉત્પન્ન થનાર જૂઆદિ, ) ૩ **અંડજ**, ( ઈંડામાંથી ઉત્પન્ન થનાર પક્ષીઆદિ, ) ને ૪ **જરાયુજ**, ( ઓરમાંથી ઉત્પન્ન થનાર માણસ ને પશુઆદિ.)

**પ્ર૦ ૧૬૨ મો.** ચાર પ્રકારના ભક્તોનાં નામ અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** ૧ આર્ત, ૨ અર્થાર્થી, ૩ જિજ્ઞાસુ, ને ૪ જ્ઞાની. દુઃખની નિવૃત્તિમાટે ભજન કરનાર તે **આર્ત**, કામનાની સિદ્ધિમાટે ભ-

જન કરનાર તે **અર્થાર્થી**, પરમતત્ત્વને જાણવામાટે પરમાત્માને ભજનાર તે **જિજ્ઞાસુ**, ને પરમતત્ત્વને જાણી કાંઇ પણ સ્વાર્થવિના પરમાત્માને ભજનાર તે **જ્ઞાની**.

**પ્ર૦ ૧૬૩ મો.** નવધા ભક્તિનાં નામો અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ૧ શ્રવણ, ૨ કીર્તન, ૩ સ્મરણ, ૪ પાદસેવન, ૫ અર્ચન, ૬ વંદન, ૭ દાસ્ય, ૮ સખ્ય, ને ૯ આત્મનિવેદન.

૧ **શ્રવણ**—પોતાના ઇષ્ટદેવના ગુણાનુવાદ પ્રેમ અને શ્રદ્ધાસહિત સાંભળવા તે.

૨ **કીર્તન**—પોતાના ઇષ્ટદેવના મહિમાનું શ્રદ્ધાભક્તિપૂર્વક ગાન કરવું તે.

૩ **સ્મરણ**—પોતાના ઇષ્ટદેવના નામને અને ગુણોને સંભારવા તે.

૪ **પાદસેવન**—પોતાના ઇષ્ટદેવનાં વા તેમની પ્રતિમાનાં ચરણકમળની શ્રદ્ધા ને પ્રીતિથી સેવા કરવી તે.

૫ **અર્ચન**—પોતાના ઇષ્ટદેવનું ભાવપૂર્વક પૂજન કરવું તે.

૬ **વંદન**—પોતાના ઇષ્ટદેવને પ્રેમપૂર્વક દીનભાવથી નમસ્કાર કરવા તે.

૭ **દાસ્ય**—પોતાના ઇષ્ટદેવની ગર્ભદાસની પેઠે પ્રસન્નમને સેવા કરવી તે.

૮ **સખ્ય**—પોતાના ઇષ્ટદેવની સાથે પવિત્ર મિત્રની પેઠે વર્તવું તે.

૯ **આત્મનિવેદન**—પોતાનું માનેલું સર્વસ્વ શુદ્ધબુદ્ધિથી પોતાના ઇષ્ટદેવને અર્પણ કરીને મમતારહિત રહેવું તે.

આ નવ પ્રકારમાંના કોઇ પણ એક પ્રકારની ભક્તિ કરે તે ભક્ત કહેવાય.

**પ્ર૦ ૧૬૪ મો.** પ્રલયના પ્રકાર, તેમનાં નામ, અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** પ્રલય ચાર પ્રકારના છે, ૧ નિત્ય, ૨ નૈમિત્તિક, ૩ પ્રાકૃત, ને ૪ આત્યંતિક.

૧ **નિત્યપ્રલય**—ક્ષણે ક્ષણે નિત્ય મનુષ્યાદિ પ્રાણિઓનો નાશ થાય છે તે, અથવા જીવોને નિત્ય જે સુષુપ્તિ થાય છે તે.

૨ **નૈમિત્તિકપ્રલય**—બ્રહ્માનો દિવસ પૂરો થવાથી ત્રણ લોકનો જે નાશ થાય છે તે.

૩ **પ્રાકૃતપ્રલય**—બ્રહ્માનું આયુષ્ પૂરું થયે પ્રકૃતિનાં સર્વ કાર્યો પ્રકૃતિમાં લય પામે તે. પ્રાકૃતપ્રલયને મહાપ્રલય પણ કહે છે.

આ ત્રણ પ્રલય સ્વાભાવિક છે.

૪ **આત્યંતિકપ્રલય**—માયા અને માયાનાં કાર્યોનો આત્યંતિક બાધ થાય તે. આ પ્રલય માત્ર જ્ઞાન પામેલાને થાય છે, માટે તે પુરુષાર્થવડે સાધ્ય છે.

**પ્ર૦ ૧૬૫ મો.** શરીરમાંની મુખ્ય ત્રણ નાડીઓનાં નામો, તેમના દેવો, અને તેમનાં સ્થાન કહો ?

**ઉત્તર.** ૧ ઇડા, ૨ પિંગલા, ને ૩ સુષુમ્ણા એ ત્રણ નાડીઓનાં નામો છે. તેમને ગંગા, યમુના, ને સરસ્વતી પણ કહે છે. ૧ ઇડાના દેવ ચંદ્ર, ૨ પિંગળાના દેવ સૂર્ય, ને ૩ સુષુમ્ણાના દેવ અગ્નિ છે. શરીરના ડાબા ભાગમાં ઇડા, જમણા ભાગમાં પિંગળા, ને બરડાની કરોડમાં મૂળાધારથી માંડી બ્રહ્મરંધ્રસુધી સુષુમ્ણા રહેલી છે.

**પ્ર૦ ૧૬૬ મો.** સુષુમ્ણાનાડીમાંનાં મુખ્ય ચક્રોનું નિરૂપણ કરો ?

**ઉત્તર.** સુષુમ્ણાનાડીમાં મુખ્ય આઠ ચક્રો છે, ૧ મૂળાધાર, ૨ સ્વાધિષ્ઠાન, ૩ મણિપુર, ૪ મન, ૫ અનાહત, ૬ વિશુદ્ધ, ૭ આજ્ઞા, ને ૮ અજરામર. મન ન ગણીએ તો આજ્ઞાચક્રસુધી ૭ ચક્ર થાય. તેમાં ૧ મૂળાધાર ગુદાસ્થાને, ૨ સ્વાધિષ્ઠાન શિશ્નના મૂળમાં, ૩

**મણિપુર** નાભીની પછવાડે, ૪ **મન** એ પાંસળી ભેગી થાય છે તેની પાછળ, ૫ **અનાહત** એ સ્તનની વચ્ચેના પછવાડાના ભાગમાં, ૬ વિ. શુદ્ધ કંઠકૂપની પછવાડાના ભાગમાં, ૭ **આજ્ઞા** બે ભ્રમરની વચ્ચે, ને ૮ **અજરામર** બ્રહ્મરંધ્રમાં છે.

**પ્ર૦ ૧૬૭ મો.** બ્રહ્મનું સ્વરૂપલક્ષણ અને તટસ્થલક્ષણ કહો ?

**ઉત્તર.** સત્, ચિત્, અને આનંદ એ બ્રહ્મનું **સ્વરૂપલક્ષણ** છે, અને જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, ને લય કરનાર એ તેમનું **તટસ્થ**લક્ષણ છે. જે સર્વદા સંભવે તે સ્વરૂપલક્ષણ, અને કોઈ વેળા સંભવે તે તટસ્થલક્ષણ કહેવાય છે.

**પ્ર૦ ૧૬૮ મો.** જીવના ત્રણ પ્રકારનાં નામ ને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** જીવના ૧ પારમાર્થિક, ૨ વ્યાવહારિક, ને ૩ પ્રાતિભાસિક એવા ત્રણ પ્રકાર છે. તેમાં કૂટસ્થ આત્મા તે **પારમાર્થિક** જીવ, કર્તાભોક્તાનું અભિમાન કરનાર તે **વ્યાવહારિક** જીવ, ને સ્વપ્નમાં ભાસનાર તે **પ્રાતિભાસિક** જીવ છે. પારમાર્થિક જીવમાં વ્યાવહારિક જીવ કલ્પિત છે, ને વ્યાવહારિક જીવમાં પ્રાતિભાસિક જીવ કલ્પિત છે.

**પ્ર૦ ૧૬૯ મો.** પાંચ ઉપપ્રાણનાં નામ અને તેમનાં કર્મ કહો?

**ઉત્તર.** ૧ નાગ, ૨ કૂર્મ, ૩ કૃકલ, ૪ દેવદત્ત, ને ૫ ધનંજય એ પાંચ ઉપપ્રાણનાં નામ છે. તેમાં ૧ **નાગ**થી ઓડકાર, ૨ **કૂર્મ**થી આંખનું વીંચાવું અને ઊઘડવું, ૩ **કૃકલ**થી છીંક, ૪ **દેવદત્ત**થી બગાસું, ને ૫ **ધનંજય**થી મુએલા શરીરનું ફૂલવું થાય છે.

**પ્ર૦ ૧૭૦ મો.** ભાવવિકારની સંખ્યા ને નામો કહો ?

**ઉત્તર.** **ભાવવિકાર** ૭ છે, ૧ હોવું, ૨ ઉપજવું, ૩ વધવું, ૪ પરિણામને પામવું, ૫ ઘટવું, ને ૬ નાશ થવો.

**પ્ર૦ ૧૭૧ મો.** ત્રણ પ્રકારના પરિચ્છેદો અને ત્રણ પ્રકારના ભેદોનાં નામો અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ, અને વસ્તુપરિચ્છેદ તે ત્રણ પ્રકારના **પ**રિચ્છેદનાં નામ છે; અને સજાતીય, વિજાતીય, અને સ્વગત એ ત્રણ પ્રકારના **ભે**દનાં નામ છે. દેશવડે વિભાગ તે **દેશ**પરિચ્છેદ, કાળવડે વિભાગ તે **કાળ**પરિચ્છેદ, અને વસ્તુવડે વિભાગ તે **વ**સ્તુપરિચ્છેદ કહેવાય છે. ઘડો એકદેશમાં રહે છે સર્વવ્યાપક નથી, માટે તે દેશપરિચ્છેદવાળો છે, તે ઘડો માત્ર સ્થિતિકાળમાંજ હોય છે, ઉત્પત્તિની પૂર્વે ને નાશની પછી નથી હોતો, માટે તે કાળપરિચ્છેદવાળો છે, ને તે ઘડો પટઆદિ અન્ય વસ્તુથી ભિન્ન છે, માટે વસ્તુપરિચ્છેદવાળો છે. બ્રહ્મમાં ત્રણે પરિચ્છેદ નથી.

સમાનજાતિવાળાનો જે પરસ્પર ભેદ તે **સ**જાતીયભેદ, વિરુદ્ધજાતિવાળાનો જે પરસ્પર ભેદ તે **વિ**જાતીયભેદ, ને અવયવીનો પોતાના અવયવથી વા અવયવોનો પવસ્પર જે ભેદ તે **સ્વ**ગતભેદ કહેવાય છે. નાગરબ્રાહ્મણનો સારસ્વતબ્રાહ્મણથી ભેદ તે સજાતીયભેદ, બ્રાહ્મણનો ક્ષત્રિયથી ભેદ તે વિજાતીયભેદ, ને શરીરનો હાથપગાદિથી વા હાથઆદિનો પગઆદિથી જે ભેદ તે સ્વગતભેદ કહેવાય છે.

**પ્ર૦ ૧૭૨ મો.** પુરુષાર્થની સંખ્યા અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** પુરુષાર્થના પ્રકાર ચાર છે. ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ, ને ૪ મોક્ષ એ તેમનાં નામ છે. પોતાનો અભ્યુદય થવામાટે અથવા ચિત્તની શુદ્ધિમાટે શાસ્ત્રમાં કહેલાં કર્મ કરવાં તે **ધર્મ**, ધર્મને બાધ ન આવે એવી રીતે દ્રવ્ય સંપાદન કરવું તે **અર્થ**, ધર્મ અને અર્થને વિરોધ ન આવે એવી રીતે સ્ત્રીઆદિનું સુખ ભોગવવું તે **કામ**, અને ત્રણ પ્રકારનાં દુઃખની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્યપ્રાપ્તિ તે **મોક્ષ** કહેવાય છે.

**પ્ર૦ ૧૭૩ મો. જ્ઞાનનાં વીસ સાધનોનાં નામ કહો ?**

**ઉત્તર.** ૧ અમાનિપણું, ૨ અદંભિપણું, ૩ અહિંસા, ૪ ક્ષમા, ૫ સરલતા, ૬ આચાર્યની સેવા, ૭ પવિત્રતા, ૮ સન્માર્ગમાં સ્થિતિ, ૯ શરીરાદિને વશ રાખવાં, ૧૦ ઇંદ્રિયોના વિષયમાં વૈરાગ્ય, ૧૧ અહંકારરહિતપણું, ૧૨ જન્મ જરા મૃત્યુ અને વ્યાધિનાં દુઃખો ને દોષોને વારે વારે જોવાં, ૧૩ સ્ત્રી પુત્ર ને ઘરઆદિમાં મમતાનો અભાવ, ૧૪ તેઓમાં હુંપણાની બુદ્ધિનો અભાવ, ૧૫ પ્રિય પદાર્થની પ્રાપ્તિમાં હર્ષ ને અપ્રિય પદાર્થની પ્રાપ્તિમાં શોક ન કરવો, ૧૬ પરમાત્મામાં અવ્યાભિચારિણી ભક્તિ, ૧૭ એકાંતદેશનું સેવન, ૧૮ વિષયિજનોની સભામાં અરુચિ, ૧૯ આત્મા અને અનાત્માના જ્ઞાનમાં નિષ્ઠા રાખવી, ને ૨૦ તત્ત્વજ્ઞાનનું ફળ જે મોક્ષ તેને વારે વારે જોવું.

**પ્ર૦ ૧૭૪ મો.** અજ્ઞાનના પ્રકાર, તેમનાં નામ, અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** અજ્ઞાન બે પ્રકારનું છે, ૧ મૂલાજ્ઞાન, ને ૨ તુલાજ્ઞાન. શુદ્ધચેતનને આચ્છાદન કરનારું અજ્ઞાન મૂલાજ્ઞાન કહેવાય છે, ને એક એક પદાર્થ જેનો ઉપાધિ છે એવા ચેતનને આચ્છાદન કરનારું અજ્ઞાન તુલાજ્ઞાન કહેવાય છે.

**પ્ર૦ ૧૭૫ મો.** અસંભાવનાના પ્રકાર અને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** અસંભાવનાના પ્રકાર બે છે, ૧ પ્રમાણગતઅસંભાવના, ને ૨ પ્રમેયગતઅસંભાવના.

૧ પ્રમાણગતઅસંભાવના—વેદાંતશાસ્ત્ર દ્વૈતને પ્રતિપાદન કરતું હશે કે અદ્વૈતને પ્રતિપાદન કરતું હશે એવી જે પ્રમાણરૂપ વેદાંતશાસ્ત્રમાં શંકા તે.

૨ પ્રમેયગતઅસંભાવના—આત્માનું, મોક્ષનું, અને મોક્ષનાં સાધનોનું કેવું સ્વરૂપ હશે એવી જે પ્રમેયમાં શંકા તે.

**પ્ર૦ ૧૭૬ મો.** ત્રણ પ્રકારની એષણાનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** ૧ લોકૈષણા, ૨ પુત્રૈષણા, ને ૩ વિત્તૈષણા એ ત્રણ પ્રકારની એષણાનાં નામ છે.

૧ **લોકૈષણા**—લોકમાં કીર્તિ મેળવવાની તૃષ્ણા તે. ૨ **પુત્રૈષણા**—પુત્રની તથા સ્ત્રીની વાસના. ૩ **વિત્તૈષણા**—દ્રવ્ય મેળવવાની તથા સ્વર્ગ મેળવવાની ઇચ્છા.

**પ્ર૦ ૧૭૭ મો.** અહંકારના પ્રકાર, નામ, અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** અહંકારના બે પ્રકાર છે, ૧ શુદ્ધ, ને ૨ અશુદ્ધ. આત્મસ્વરૂપમાં હુંપણાની બુદ્ધિ તે **શુદ્ધ**, ને દેહાદિકમાં હુંપણાની બુદ્ધિ તે **અશુદ્ધઅહંકાર** કહેવાય છે.

**પ્ર૦ ૧૭૮ મો.** અજ્ઞાનની બે શક્તિનાં નામ સ્વરૂપસહિત કહો?

**ઉત્તર.** ૧ આવરણના હેતુરૂપ, ને ૨ વિક્ષેપના હેતુરૂપ એમ અજ્ઞાનની બે શક્તિઓ છે. ૧ **આવરણના હેતુરૂપ**—બ્રહ્મને આચ્છાદન કરનારી અજ્ઞાનની શક્તિ. ૨ **વિક્ષેપના હેતુરૂપ**—બ્રહ્મમાં જગતની પ્રતીતિ કરાવનારી અજ્ઞાનની શક્તિ.

**પ્ર૦ ૧૭૯ મો.** ઉપાસનાના પ્રકાર, નામ, અને સ્વરૂપ કહો?

**ઉત્તર.** ઉપાસનાના બે પ્રકાર છે, ૧ સગુણઉપાસના, ને ૨ નિર્ગુણઉપાસના.

૧ **સગુણઉપાસના**—કાર્યબ્રહ્મની અને કારણબ્રહ્મની ઉપાસના કરવી તે.

૨ **નિર્ગુણઉપાસના**—શુદ્ધબ્રહ્મની ઉપાસના કરવી તે.

**પ્ર૦ ૧૮૦ મો.** સંન્યાસના પ્રકારનું નિરૂપણ કરો?

**ઉત્તર.** સંન્યાસના પ્રકાર બે છે, ૧ વિવિદિષાસંન્યાસ, ને ૨ વિદ્વત્સંન્યાસ.

૧ વિવિદિષાસંન્યાસ—પરમ તત્ત્વને જાણવામાટે જે સંન્યાસ ગ્રહણ કરવામાં આવે છે તે.

૨ વિદ્વત્સંન્યાસ—ચિત્તની શાંતિમાટે તત્ત્વજ્ઞાની જે સંન્યાસ ગ્રહણ કરે છે તે. તેનાં બાહ્યચિહ્ન ને આચાર પરમહંસજેવાં અથવા અવ્યક્ત હોય છે.

વિવિદિષાસંન્યાસના ચાર પ્રકાર છે. તેમનાં નામોઃ—૧ કુટિચક, ૨ બહૂદક, ૩ હંસ, ને ૪ પરમહંસ.

૧ કુટિચક—વૃદ્ધાવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરી પોતાના ઘરના કોઇ એક ભાગમાં કે ગામબહાર સ્થિતિ કરવામાં આવે તે. આ સંન્યાસમાં શિખાસૂત્રનો ત્યાગ કરવામાં આવતો નથી, માત્ર કાષાયવસ્ત્ર (ભગવાં લૂગડાં) ધારણ કરવામાં આવે છે.

૨ બહૂદક—બહુ+ઉદક-ઘણાં પાણીમાં સ્નાન કરનાર-શરીરમાં સામર્થ્ય હોવાથી જે સંન્યાસી ઘણાં તીર્થોમાં ભ્રમણ કરે તે. તેનો વેષ પણ કુટિચકના જેવો હોય છે.

૩ હંસ—જે સંન્યાસી પ્રણવનો જપ કરે છે તે. આ સંન્યાસમાં શિખાનો ત્યાગ હોય છે, અને સૂત્ર રાખવામાં આવે છે.

૪ પરમહંસ—જનોઇ અને શિખાનો ત્યાગ કરી વેદાંતના શ્રવણમાટે જે સંન્યાસ ગ્રહણ કરવામાં આવે છે તે.

પ્ર૦ ૧૮૧ મો. ત્રણ પ્રકારના સંવાદનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉત્તર. ૧ વાદ, ૨ જલ્પ, ને ૩ વિતંડા એ સંવાદનાં નામ છે.

૧ વાદ—તત્ત્વનો નિર્ણય કરવામાટે જિજ્ઞાસુ અને જ્ઞાનીનો યુક્તિ અને પ્રમાણસહિત જે સંવાદ તે.

૨ જલ્પ—સત્યનો નિર્ણય કરવામાટે નહિ, કિંતુ એકબીજાનો

પરાજ્ય કરવામાટે પ્રમાણ અને યુક્તિથી પંડિતો પરસ્પરમાં જે સંવાદ કરે તે.

૩ વિતંડા—એકબીજાના પક્ષમાં દૂષણ આપવા મૂર્ખાનો યુક્તિ અને પ્રમાણરહિત જે સંવાદ તે.

**પ્ર૦ ૧૮૨ મો.** ક્રિયાનાં પાંચ પ્રકારનાં ફળ કહો ?

**ઉત્તર.** ૧ ઉત્પત્તિ, ૨ નાશ, ૩ પ્રાપ્તિ, ૪ વિકાર, ને ૫ સંસ્કાર.

સંસ્કારના બે પ્રકાર છે, ૧ ગુણાધાન, ને ૨ દોષાપનયન.

૧ ગુણાધાન—ગુણ લાવવા, એટલે જેમ વસ્ત્રને રંગથી રંગવું.

૨ દોષાપનયન—દોષોને દૂર કરવા, જેવી રીતે વસ્ત્રને ધોઇ સાફ કરવામાં આવે છે તેમ.

મોક્ષમાં ક્રિયા એટલે કર્મનો કોઇ પણ પ્રકારનો સાક્ષાત્ ઉપયોગ નથી.

**પ્ર૦ ૧૮૩ મો.** ચિત્તનિરોધના ઉપાય કહો ?

**ઉત્તર.** ચિત્તનિરોધના મુખ્ય ચાર ઉપાય છે, ૧ અધ્યાત્મશાસ્ત્રનું અવલોકન, ૨ સત્પુરુષનો સમાગમ, ૩ વાસનાનો જય, ને ૪ પ્રાણનો નિરોધ.

**પ્ર૦ ૧૮૪ મો.** મોક્ષના દ્વારપાળ કહો ?

**ઉત્તર.** મોક્ષના દ્વારપાળ ચાર છે, ૧ શમ, (મનોનિગ્રહ,) ૨ સંતોષ, (યથાયોગ્ય ઉદ્યોગ કરતાં પ્રારબ્ધાનુસાર જે પ્રાપ્ત થાય તેમાં સંતુષ્ટ રહેવું તે,) ૩ આત્માનો વિચાર, ને ૪ તત્ત્વવેત્તા પુરુષોનો સમાગમ.

**પ્ર૦ ૧૮૫ મો.** જ્ઞાનના પ્રતિબંધકનાં નામ કહો ?

**ઉત્તર.** જ્ઞાનના પ્રતિબંધક ત્રણ છે, ૧ ભૂતપ્રતિબંધક, ૨ વર્તમાનપ્રતિબંધક, ને ૩ ભાવિપ્રતિબંધક.

૧ ભૂતપ્રતિબંધક—પૂર્વે ભોગવેલા વિષયોનું વારે વારે સ્મરણ કરવું.

૨ વર્તમાનપ્રતિબંધક—વર્તમાનકાળમાં તત્વના સાક્ષાત્કારમાં જે પ્રતિબંધ કરે તે.

૩ ભાવિપ્રતિબંધક—એક અથવા વધારે જન્મ આવે તેવા પ્રારબ્ધનું વિદ્યમાન હોવું.

**પ્ર૦ ૧૮૬ મો.** વર્તમાનપ્રતિબંધકનાં નામ અને તેમની નિવૃત્તિના ઉપાય કહો ?

**ઉત્તર.** વર્તમાનપ્રતિબંધક ચાર છે, ૧ વિષયાસક્તિ, ૨ બુદ્ધિનું મંદપણું, ૩ કુતર્ક, ને ૪ વિપરીતભાવનાનો દુરાગ્રહ.

૧ શમ, દમ, અને વૈરાગ્યથી વિષયાસક્તિની નિવૃત્તિ થાય છે, ૨ શ્રવણવડે બુદ્ધિનું મંદપણું દૂર થાય છે, ૩ મનનવડે કુતર્ક દૂર થાય છે, ને ૪ નિદિધ્યાસવડે વિપરીતભાવનાનો દુરાગ્રહ દૂર થાય છે.

**પ્ર૦ ૧૮૭ મો.** પંચપર્વા અવિદ્યાનાં નામ તથા સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ૧ અવિદ્યા, ૨ અસ્મિતા, ૩ રાગ, ૪ દ્વેષ, ને ૫ અભિનિવેશ એ પંચપર્વા અવિદ્યાનાં નામો છે.

૧ અવિદ્યા—અનિત્યમાં નિત્યની બુદ્ધિ, ૨ જડમાં આત્માની બુદ્ધિ, ૩ અપવિત્રમાં પવિત્રની બુદ્ધિ, ને ૪ દુઃખમાં સુખની બુદ્ધિ.

૨ અસ્મિતા—બુદ્ધિ અને આત્માના અભેદનું જ્ઞાન.

૩ રાગ—સુખ અને સુખનાં સાધનોમાં અતિ પ્રીતિ.

૪ દ્વેષ—દુઃખ અને દુઃખનાં સાધનોમાં અતિ ક્રોધ.

૫ અભિનિવેશ—મરણનો ભય.

**પ્ર૦ ૧૮૮ મો.** જીવન્મુક્તિના પ્રયોજનની સંખ્યા અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** જીવન્મુક્તિનાં પ્રયોજન પાંચ છે, ૧ જ્ઞાનરક્ષા, ૨ તપ, ૩ વિસંવાદાભાવ, ૪ પ્રત્યક્ષદુઃખની નિવૃત્તિ, ને ૫ જીવન્મુક્તિના

વિલક્ષણ આનંદની પ્રાપ્તિ. ૧ જ્ઞાનરક્ષા—સંશયઆદિથી આત્મજ્ઞાનનું રક્ષણ થાય તે. ૨ તપ—ચિત્ત બ્રહ્માકારે થાય તે. ૩ વિસંવાદાભાવ—કોઇની સાથે વાદવિવાદ ન થાય તે. ૪ પ્રત્યક્ષદુઃખની નિવૃત્તિ—વ્યાવહારિક દુઃખોની અસર ન થાય તે. ૫ જીવન્મુક્તિના વિલક્ષણ આનંદની પ્રાપ્તિ—વૃત્તિ બ્રહ્માકાર થવાથી જે નિરુપાધિક આનંદની પ્રાપ્તિ થાય તે.

**પ્ર૦ ૧૮૯ મો.** જગતના મિથ્યાપણામાં પાંચ દૃષ્ટાંત કહો?

**ઉત્તર.** ૧ છીપમાં રૂપાનું દેખાવું, ૨ દોરડીમાં સર્પનું જણાવું, ૩ ઠુંઠામાં ચોરનું દેખાવું, ૪ આકાશમાં નીલા રંગની પ્રતીતિ થવી, ને ૫ રણમાં ઝાંઝવાના પાણીનું દેખાવું.

**પ્ર૦ ૧૯૦ મો.** ભગવાનનો અર્થ કહો?

**ઉત્તર.** ભગ–ઐશ્વર્ય + વાન્–વાળો એટલે નીચેનાં છ ઐશ્વર્ય જેનામાં હોય તેઃ—૧ સમગ્ર ઐશ્વર્ય, ૨ સમગ્ર ધર્મ, ૩ સમગ્ર યશ, ૪ સમગ્ર શ્રી, ૫ સમગ્ર જ્ઞાન, ને ૬ સમગ્ર વૈરાગ્ય.

**પ્ર૦ ૧૯૧ મો.** ઈશ્વરમાં કયાં ૭ જ્ઞાન છે તે કહો?

**ઉત્તર.** ઈશ્વરમાં ૧ પ્રાણિપદાર્થની ઉત્પત્તિનું, ૨ તેમના નાશનું, ૩ તેમના પરલોકમાં ગતિનું, ૪ તેમની પરલોકમાંથી આગતિનું, ૫ વિદ્યાના સ્વરૂપનું, ને ૬ અવિદ્યાના સ્વરૂપનું જ્ઞાન હોય છે.

**પ્ર૦ ૧૯૨ મો.** આઠ પ્રકારના વ્યભિચારનાં નામ જણાવો?

**ઉત્તર.** ૧ રાગપૂર્વક પરસ્ત્રીનું દર્શન, ૨ કુબુદ્ધિથી પરસ્ત્રીનો સ્પર્શ, ૩ પરસ્ત્રીસાથે રમતગમત કરવી, ૪ કુબુદ્ધિથી પરસ્ત્રીના ગુણનું કથન કરવું, ૫ પરસ્ત્રીસાથે એકાંતમાં ભાષણ કરવું, ૬ પરસ્ત્રીનું કુબુદ્ધિવડે સ્મરણ કરવું, ૭ પરસ્ત્રીના સમાગમનો નિશ્ચય કરવો, ને ૮ પરસ્ત્રીનો સમાગમ કરવો.

**પ્ર૦ ૧૯૩ મો.** આઠ પ્રકારના મદનાં નામ કહો?

**ઉત્તર.** ૧ કુળમદ, ૨ શાળમદ, (શીળ-આચરણ,) ૩ ધનમદ, ૪ રૂપમદ, ૫ યૌવનમદ, ૬ વિદ્યામદ, ૭ તપોમદ, ને ૮ રાજ્યમદ.

**પ્ર૦ ૧૯૪ મો.** નવ પ્રકારના રસનાં નામ કહો?

**ઉત્તર.** ૧ શૃંગાર, ૨ વીર, ૩ કરુણા, ૪ અદ્‌ભુત, ૫ હાસ્ય, ૬ ભયાનક, ૭ બીભત્સ, ૮ રૌદ્ર, ને ૯ શાંત.

**પ્ર૦ ૧૯૫ મો.** વદતોવ્યાઘાતદોષનું સ્વરૂપ કહો?

**ઉત્તર.** બોલનાર પોતાની મેળે પોતાને જૂઠો પાડે તે, જેમ કોઇ એમ કહે કે મારે તમને કેટલીક વાતો કહેવી છે, પરંતુ મારા મોઢામાં જીભ નથી, તેથી લાચાર છું.

**પ્ર૦ ૧૯૬ મો.** આત્માશ્રયાદિ ૭ પ્રકારના દોષોનાં નામો અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** ૧ આત્માશ્રય, ૨ અન્યોન્યાશ્રય, ૩ ચક્રિકા, ૪ અનવસ્થા, ૫ વિનગમનવિરહ, ને ૬ પ્રાગ્લોપ.

૧ આત્માશ્રયદોષ—કોઇ પદાર્થની ઉત્પત્તિ તેજ પદાર્થમાંથી માનવી તે.

૨ અન્યોન્યાશ્રયદોષ—પહેલાની ઉત્પત્તિ બીજામાંથી, અને બીજાની ઉત્પત્તિ પહેલામાંથી માનવી તે.

૩ ચક્રિકાદોષ—પહેલાની ઉત્પત્તિ બીજામાંથી, બીજાની ઉત્પત્તિ ત્રીજામાંથી, અને ત્રીજાની ઉત્પત્તિ પહેલામાંથી માનવી તે.

૪ અનવસ્થાદોષ—પહેલાની ઉત્પત્તિ બીજામાંથી, બીજાની ત્રીજામાંથી, ને ત્રીજાની ચોથામાંથી એમ કારણની ધારા માનવી તે.

૫ વિનગમનવિરહદોષ—અમુક સંખ્યાવાળું છેલ્લું કારણ સ્વીકારવામાં યુક્તિના અભાવરૂપ જે દોષ છે તે. વિનગમન – યુક્તિ + વિરહ – અભાવ–યુક્તિનો અભાવ.

૬ પ્રાગ્લોપદોષ—અમુક સંખ્યાવાળાને છેલ્લું કારણ માનતાં તેની પહેલાનાં કારણોનો લોપ થાય તે.

કાર્યની સિદ્ધિ ન થવા દે તે દોષ કહેવાય છે.

**પ્ર૦ ૧૯૭ મો. અનાત્માના ધર્મ કહો?**

**ઉત્તર.** ૧ અનિત્ય, ૨ વિનાશી, ૩ અશુદ્ધ, ૪ નાના, (ઘણા,) ૫ ક્ષેત્ર, (સ્થાન,) ૬ આશ્રિત, ૭ વિકારી, ૮ પરપ્રકાશ, ૯ હેતુમાન, ૧૦ પરિચ્છિન્ન, ૧૧ સંગી, ૧૨ દુઃખરૂપ, ને ૧૩ આવૃત.

**પ્ર૦ ૧૯૮ મો. આત્માના મુખ્ય સ્વભાવ કહો?**

**ઉત્તર.** ૧ નિત્ય, ૨ અવ્યય, ૩ શુદ્ધ, ૪ એક, ૫ ક્ષેત્રજ્ઞ, ૬ અધિષ્ઠાન, ૭ અવિકારી, ૮ સ્વપ્રકાશ, ૯ વિવર્તઉપાદાનકારણ, ૧૦ અપરિચ્છિન્ન, ૧૧ અસંગી, ૧૨ સુખરૂપ, ને ૧૩ આવરણરહિત.

**પ્ર૦ ૧૯૯ મો. ૐકારની માત્રા કેટલી અને કઇ કઇ?**

**ઉત્તર.** ૐકારની માત્રા કોઇ સ્થળે અઢી, કોઇ સ્થળે ત્રણ, કોઇ સ્થળે સાડા ત્રણ, અને કોઇ સ્થળે ચાર કહેલ છે. **अ, उ, म्** એ અઢી માત્રા, **अ, उ, म** એ ત્રણ માત્રા, **अ, उ, म,** અને અર્ધમાત્રા એ સાડા ત્રણ માત્રા, ને **अ, उ, म,** અને અમાત્રા એ ચાર માત્રા.

**પ્ર૦ ૨૦૦ મો. વિદેહ અને પ્રકૃતિલયનું સ્વરૂપ કહો?**

**ઉત્તર.** પાંચ ભૂતો, (પૃથ્વી, પાણી, તેજ, વાયુ, ને આકાશ,) અને ૧૧ ઇંદ્રિયો (૧ આંખ, ૨ કાન, ૩ નાક, ૪ જીભ, ને ૫ ત્વચા; ૧ હાથ, ૨ પગ, ૩ વાણી, ૪ ગુદા, ને ૫ ઉપસ્થ; અને ૧૧ મન) એમાંના કોઇ એકને આત્મા જાની તેનું ધ્યાન કરનારા મુઆપછી તેઓમાં લીન થાય છે તે વિદેહ કહેવાય છે, કેમકે તે કાળે તેમને સ્થૂળદેહ હોતા નથી. પાંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્વ, અને પ્રકૃતિમાં

ના કોઈ એક પદાર્થને આત્મા માની તેનું ધ્યાન કરનારા મુઆપછી જેનું ધ્યાન કર્યું હોય તેમાં લીન થાય છે તે પ્રકૃતિલય કહેવાય છે. આ બંને ભવપ્રત્યયયોગી કહેવાય છે, કેમેકે તેમને પુનઃ સંસારની પ્રાપ્તિ થાય છે.

**પ્ર૦ ૨૦૧ લો.** પ્રમાણગતઅસંભાવના, ૨ પ્રમેયગતઅસંભાવના, ને વિપરીતભાવના કયા સાધનથી દૂર થાય ?

**ઉત્તર.** પ્રમાણગતઅસંભાવના શ્રવણ કરવાથી દૂર થાય છે, પ્રમેયગતઅસંભાવના મનન કરવાથી દૂર થાય છે, ને વિપર્યય અથવા વિપરીતભાવના નિદિધ્યાસ કરવાથી દૂર થાય છે.

**પ્ર૦ ૨૦૨ જો.** ઉપાયપ્રત્યયયોગી કોને કહેવો ? અને તેમને અસંપ્રજ્ઞાતયોગનો લાભ શી રીતે થાય ?

**ઉત્તર.** શ્રદ્ધાદિવડે અસંપ્રજ્ઞાતયોગ સંપાદન કરવા યત્ન કરે તે ઉપાયપ્રત્યયયોગી કહેવાય છે. તેમને આસ્તિક્યબુદ્ધિ, ઉત્સાહ, ધારણા, ધ્યાન, અને સમાધિવડે અસંપ્રજ્ઞાતયોગનો લાભ થાય છે.

**પ્ર૦ ૨૦૩ જો.** યોગવિઘ્નોની સંખ્યા, તેમનાં નામ, અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** યોગવિઘ્નો નવ છે, ૧ વ્યાધિ, ૨ સ્ત્યાન, ૩ સંશય, ૪ પ્રમાદ, ૫ આલસ્ય, ૬ અવિરતિ, ૭ ભ્રાંતિદર્શન, ૮ અલબ્ધભૂમિકત્વ, ને ૯ અનવસ્થિતત્વ એ તેમનાં નામો છે. ૧ **વ્યાધિ**—સ્થૂળશરીરના જ્વરાદિ રોગ. ૨ **સ્ત્યાન**—યોગનાં સાધનોમાં અપ્રવૃત્તિ. ૩ **સંશય**—યોગ સિદ્ધ થતો હશે કે નહિ ? શાસ્ત્ર અને ગુરુ યોગનું જે માહાત્મ્ય કહે છે તે ખરું હશે કે નહિ ? એવી રીતે બે કોટિને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિ. ૪ **પ્રમાદ**—યોગનાં સાધનોના અનુષ્ઠાનમાં ઉદાસીનપણું. ૫ **આલસ્ય**—કફથી શરીરનું ભારે થવું, અને

તમોગુણથી ચિત્તનું ભારે થવું. ૬ **અવિરતિ**—વિષયતૃષ્ણા. ૭ **ભ્રાંતિદર્શન**—યોગનાં સાધનોમાં અસાધનપણાની બુદ્ધિ, અને જે યોગનાં સાધનો નથી તેમાં સાધનપણાની બુદ્ધિ. ૮ **અલબ્ધભૂમિકત્વ**—યોગની કોઇ પણ ભૂમિકાની પ્રાપ્તિ ન થવી. ૯ **અનવસ્થિતત્વ**—પ્રાપ્ત થએલ યોગભૂમિમાં ચિત્તની સ્થિરતા ન થવી.

**પ્ર૦ ૨૦૪ થો.** વિક્ષેપની સાથે થનારાં યોગવિઘ્નોની સંખ્યા, નામ, અને સ્વરૂપ કહો ?

**ઉત્તર.** વિક્ષેપની સાથે થનારાં **યોગવિઘ્નો** ચાર છે, ૧ દુઃખ, ૨ દૌર્મનસ્ય, ૩ અંગમેજયત્વ, ને ૪ શ્વાસપ્રશ્વાસ. ૧ **દુઃખ**—જેની પ્રાપ્તિ થયે માણસ જેને દૂર કરવાને ઇચ્છે છે તે. ૨ **દૌર્મનસ્ય**—ઇચ્છાનો અભિઘાત થવાથી જે પરિતાપ થાય તે. ૩ **અંગમેજયત્વ**—અંગમાં કંપ થાય તે. ૪ **શ્વાસપ્રશ્વાસ**—ઇચ્છાવિના પણ શ્વાસ અંદર આવે, અને ઇચ્છાવિના પણ પ્રશ્વાસ બહાર નીકળે તે.

**પ્ર૦ ૨૦૫ મો.** દેશ અને કાળની વ્યાખ્યા આપો ?

**ઉત્તર.** **દેશ**—સાકાર વસ્તુઓને અવકાશ આપનાર અને જેના સદ્ભાવવડે વસ્તુઓની પરસ્પરની દિશાઓનો વ્યવહાર થાય છે તે.

**કાળ**—જેવડે વસ્તુઓના પૂર્વ અને અપરનો વ્યવહાર થાય છે એવી ક્ષણની પરંપરા.

**પ્ર૦ ૨૦૬ ઠો.** સમાપત્તિનો અર્થ, તેના પ્રકાર, અને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** ધ્યેયવિષયની યથાર્થ પ્રાપ્તિ તે **સમાપત્તિ** અથવા સંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. તેના ત્રણ પ્રકાર છે, ૧ ગ્રાહ્યસમાપત્તિ, ૨ ગ્રહણસમાપત્તિ, ને ૩ ગ્રહીતૃસમાપત્તિ. ૧ સ્થૂળ ને સૂક્ષ્મ વિષયોનું ધ્યાન કરી તેમનો સાક્ષાત્કાર કરવો તે **ગ્રાહ્યસમાપત્તિ** કહેવાય છે, ૨ ઇંદ્રિયોનું ધ્યાન કરી

તેમનો સાક્ષાત્કાર કરવો તેનું નામ ગ્રહણસમાપત્તિ કહેવાય છે, ને ૩ અસ્મિતાનું ધ્યાન કરી તેનો સાક્ષાત્કાર કરવો તેનું નામ ગ્રહીતૃસમાપત્તિ કહેવાય છે.

**પ્ર૦ ૨૦૭ મો.** ક્રિયાયોગ કોને કહે છે તે જણાવો?

**ઉત્તર.** તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન એ ક્રિયાયોગ છે. કૃચ્છ્ર ને ચાંદ્રાયણાદિ વ્રત કરવાં તે **તપ** કહેવાય છે, ગુરુઉપદિષ્ટમંત્રનો જપ કરવો અને સત્શાસ્ત્રનું વાચન કરવું તે **સ્વાધ્યાય** કહેવાય છે, અને કર્તાપણાનું તથા ભોક્તાપણાનું અભિમાન તજી સર્વ કર્મો પરમાત્માને અર્પણ કરવાં તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે.

**પ્ર૦ ૨૦૮ મો.** ક્લેશોની ચાર પ્રકારની અવસ્થા કહો?

**ઉત્તર.** ૧ પ્રસુપ્ત, ૨ વિચ્છિન્ન, ૩ ઉદાર, ને ૪ તનુ.

૧ જે ક્લેશો વર્તમાનમાં સૂતેલા હોય અને લાંબે કાળે જાગ્રત્ થાય તે **પ્રસુપ્ત** કહેવાય છે. વિદેહ અને પ્રકૃતિલયના ક્લેશો પ્રસુપ્ત હોય છે.

૨ જ્યારે એક ક્લેશ બળવાન્પણે વર્તે ત્યારે બીજા ક્લેશની ત્રુટેલી અવસ્થા હોય તે તે ક્લેશની **વિચ્છિન્ન**અવસ્થા કહેવાય છે, જેમકે કામ બળવાન્ હોય ત્યારે ક્રોધની વિચ્છિન્નઅવસ્થા હોય છે.

૩ જે ક્લેશ પોતાની બળવાન્ અવસ્થામાં વિદ્યમાન હોય ત્યારે તે તે ક્લેશની ઉદારઅવસ્થા કહેવાય છે.

૪ ક્રિયાયોગવડે જ્યારે ક્લેશ ઉત્તરોત્તર ક્ષીણ થતા જાય છે ત્યારે તે તે ક્લેશની તનુઅવસ્થા કહેવાય છે.

**પ્ર૦ ૨૦૯ મો.** વિવેકીની છેવટની ભૂમિરૂપ સાત પ્રકારની પ્રજ્ઞાનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** ૧ પ્રધાનાદિ જે હેય તેનું સારી રીતે હાન (નિવૃત્ત) થયું છે, એવી સમજ તે **પ્રથમ** પ્રકારની પ્રજ્ઞા કહેવાય છે.

२ अविद्यादि जे हेयनां कारणो ते में विवेकवडे क्षीण कर्यां छे एवुं ज्ञान ते **बीजा** प्रकारनी प्रज्ञा.

३ संप्रज्ञातयोगमां में कैवल्यनो निर्णय कर्यो छे एवुं ज्ञान ते त्रीजा प्रकारनी प्रज्ञा.

४ विवेकख्याति में संपादन करी छे एवी समज ते **चोथा** प्रकारनी प्रज्ञा.

५ मारी बुद्धि कृतार्थ थई छे एवी समज ते **पांचमा** प्रकारनी प्रज्ञा.

६ बुद्धिना संस्कारादि गुणो बुद्धिनी साथे प्रकृतिमां अत्यंत अस्त थवा मांड्या छे एवुं ज्ञान ते छठ्ठा प्रकारनी प्रज्ञा.

७ बुद्धिआदि गुणोना संबंधथी रहित चैतन्यरूपे स्थिति ते **सातमा** प्रकारनी प्रज्ञा.

**प्र० २१० मो.** पदार्थमां रहेला धर्म, लक्षण, अने अवस्था आ त्रण परिणामोना स्वरूपनुं निरूपण करो ?

**उत्तर.** १ धर्मीना एक धर्मनो तिरोभाव थई बीजा धर्मनो प्रादुर्भाव थाय ते धर्मीनो धर्मपरिणाम कहेवाय छे, जेम माटीरूप धर्मी, पिंडरूप धर्मनो त्याग करीने घटरूप अन्य धर्मने पामे छे, आवी रीतनी स्थिति ते धर्मरूप परिणाम.

२ धर्म भविष्यकाळनो त्याग करी वर्तमानकाळमां प्रवेश करे, ने वर्तमानकाळनो त्याग करी भूतकाळमां प्रवेश करे, ते धर्मनुं **लक्षणपरिणाम** कहेवाय छे, जेम पिंडामां रहेलो घडो भविष्यकाळनो त्याग करी वर्तमानकाळमां प्रवेश करे छे, अने ते फूटवाथी तेना परित्यागवडे ते भूतकाळमां प्रवेश करे छे.

३ लक्षणपरिणामनी जे क्षणे क्षणे नवापणुं मटी जुनापणा-

રૂપ અવસ્થા તે અવસ્થાપરિણામ કહેવાય છે, જેમ વર્તમાનકાળયુક્ત ઘટરૂપ ધર્મમાં ક્ષણે ક્ષણે નવાપણું મટી જૂનાપણારૂપ અવસ્થા થાય છે તે ઘટરૂપધર્મના લક્ષણપરિણામનું અવસ્થાપરિણામ છે.

**પ્ર૦ ૨૧૧ મો.** બુદ્ધિના પરાર્થ અને સ્વાર્થનું સ્વરૂપ કહો ?

**ઉત્તર.** બુદ્ધિ ઇંદ્રિયોદ્વારા પુરુષને માટે જે શબ્દાદિ વિષયો ગ્રહણ કરે તે પરાર્થ કહેવાય છે. પર એટલે પુરુષ + અર્થ—માટે—પુરુષને માટે. આત્માના પ્રતિબિંબને ગ્રહણ કરવું તે **સ્વાર્થ** કહેવાય છે, કેમકે તે પોતાને માટે કરવામાં આવે છે.

**પ્ર૦ ૨૧૨ મો.** પૃથિવીઆદિ પાંચ ભૂતોનાં રૂપ કહો ?

**ઉત્તર.** ૧ સ્થૂળ, ૨ સ્વરૂપ, ૩ સૂક્ષ્મ, ૪ અન્વય, ને ૫ અર્થવત્ત્વ.

૧ પ્રતીત થતું ગંધાદિના આધારવાળું જે ભૂતોનું સ્વરૂપ તે તેમનું **સ્થૂળરૂપ** કહેવાય છે.

૨ કઠિનપણું, સ્નેહયુક્ત, (ચીકાશવાળું,) ઉષ્ણપણું, વહનશીલતા, અને સર્વત્ર વિદ્યમાનતા એ ભૂતોનું **સ્વરૂપ** કહેવાય છે.

૩ પાંચ તન્માત્રાઓ તે તેમનું **સૂક્ષ્મરૂપ** કહેવાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ એ પાંચ તન્માત્રાનાં નામ છે.

૪ ભૂતોમાં કારણરૂપે રહેલા ત્રણ ગુણો તે અન્વયનામનું ભૂતોનું ચોથું રૂપ કહેવાય છે.

૫ પુરુષને ભોગ અને મોક્ષ આપવાનું ભૂતોમાં રહેલું સામર્થ્ય તે તેમનું **અર્થવત્ત્વ**નામનું પાંચમું રૂપ કહેવાય છે.

**પ્ર૦ ૨૧૩ મો.** ઇંદ્રિયોનાં પાંચ રૂપ કહો ?

**ઉત્તર.** ૧ ગ્રહણ, ૨ સ્વરૂપ, ૩ અસ્મિતા, ૪ અન્વય, ને ૫ અર્થવત્ત્વ.

૧ શબ્દાદિ બાહ્યવિષયોને આકારે પરિણામ પામેલી ઇંદ્રિયોની વૃત્તિ તે ગ્રહણ કહેવાય છે.

૨ સાત્વિક અહંકારના કાર્યરૂપ જે ઇંદ્રિયો તે ઇંદ્રિયોનું **સ્વરૂપ** કહેવાય છે.

૩ ઇંદ્રિયોનું કારણ જે સાત્વિક અહંકાર તે તેમનું **અસ્મિતા**-નામનું રૂપ કહેવાય છે.

૪ ઇંદ્રિયોમાં કારણરૂપે રહેલા ત્રણ ગુણો તે તેમનું **અન્વય**-નામનું સ્વરૂપ કહેવાય છે.

૫ પુરુષને ભોગ અને મોક્ષ આપવાનું ઇંદ્રિયોમાં રહેલું સામર્થ્ય તે તેમનું **અર્થવત્ત્વ**નામનું રૂપ કહેવાય છે.

**પ્ર૦ ૨૧૪ મો.** યોગિઓના ચાર પ્રકાર તેમના સ્વરૂપસહિત કહો?

**ઉત્તર.** ૧ પ્રથમકલ્પિક, ૨ મધુભૂમિક, ૩ પ્રજ્ઞાજ્યોતિ, ને ૪ અતિક્રાંતભાવનીય એવી રીતે યોગીઓ ચાર પ્રકારના છે.

૧ સંયમ કરવા પ્રવૃત્ત થયેલો યોગી તે **પ્રથમકલ્પિકયોગી** કહેવાય છે.

૨ સંપ્રજ્ઞાતયોગદ્વારા જેણે ઋતંભરાપ્રજ્ઞા પ્રાપ્ત કરી છે તે **મધુ**-**ભૂમિકયોગી** કહેવાય છે.

૩ જેણે ઇંદ્રિયોનો અને ભૂતોનો જય કર્યો છે તે યોગી **પ્રજ્ઞા**-**જ્યોતિ** કહેવાય છે.

૪ પ્રજ્ઞાના સાત પ્રકારમાંની છેલ્લી ભૂમિકાને પામેલો યોગી **અતિક્રાંતભાવનીયયોગી** કહેવાય છે.

**પ્ર૦ ૨૧૫ મો.** પાંચ પ્રકારની સિદ્ધિઓનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉત્તર.** ૧ જન્મજા, ૨ ઔષધીજા, ૩ મંત્રજા, ૪ તપોજા, ને ૫ સમાધિજા.

૧ **જન્મજા**—જન્મવડે ઉપજેલી સિદ્ધિઓ, જેમકે દેવોને જન્મથીજ કેટલીક સિદ્ધિઓ હોય છે. ૨ **ઔષધીજા**—રસાયનાદિવડે ઉ-

પજતી સિદ્ધિઓ. ૩ મંત્રજા—મંત્રવડે ઉપજતી સિદ્ધિઓ. ૪ તપોજા—તપવડે ઉપજતી સિદ્ધિઓ. ૫ સમાધિજા—સમાધિવડે ઉપજતી સિદ્ધિઓ.

**પ્ર૦ ૨૧૬ મો.** આઠ સિદ્ધિઓનાં નામો ને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉત્તર.** અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિતા, ને ઈશિતા એ આઠ સિદ્ધિઓનાં નામો છે. સિદ્ધિઓનું અન્ય નામ ઐશ્વર્ય પણ છે. પોતાના શરીરને અણુજેટલું સૂક્ષ્મ કરી દેવાનું સામર્થ્ય તે **અણિમા**, પોતાના શરીરને પર્વતજેવડું મોટું કરી દેવાનું સામર્થ્ય તે **મહિમા**, પોતાના શરીરને રૂજેવું હળવું કરી દેવાનું સામર્થ્ય તે **લઘિમા**, પોતાના શરીરને પર્વતજેવું ભારે કરી દેવાનું સામર્થ્ય તે **ગરિમા**, અત્યંત દૂર રહેલા પદાર્થોને સમીપના જેવા કરવાનું સામર્થ્ય તે **પ્રાપ્તિ**, ભૂતોના સ્વાભાવિકધર્મોથી ઇચ્છાનો અભિઘાત ન થાય એવું સામર્થ્ય તે **પ્રાકામ્ય**, ભૂતભૌતિક પદાર્થોને ઇચ્છાનુસાર સ્થાપન કરવાનું સામર્થ્ય તે **વશિતા**, ને મૂળપ્રકૃતિના જયથી ઇચ્છાનુસાર ભૂતભૌતિક પદાર્થોને ઉત્પન્ન કરવાનું, સ્થિત કરવાનું, તથા લય કરવાનું સામર્થ્ય તે **ઈશિતા** કહેવાય છે.

**પ્ર૦ ૨૧૭ મો.** મહાપાપોની સંખ્યા ને તેમનાં નામ કહો ?

**ઉત્તર.** મહાપાપો પાંચ છે, ૧ બ્રહ્મહત્યા કરવી, ૨ ગોળનો લોટનો ને મહુડાનો બનાવેલો દારૂ પીવો, ૩ ગુરુની સ્ત્રીનો સમાગમ કરવો, ૪ સોનું ચોરવું, ને ૫ પૂર્વોક્ત ચાર મહાપાપ કરનારાની સાથે એક વર્ષસુધી ખાવાપીવાઆદિનો વ્યવહાર રાખવો.

**પ્ર૦ ૨૧૮ મો.** ઉપપાતકોની સંખ્યા ને તેમાંનાં મુખ્ય ઉપપાતકોનાં નામો કહો ?

**ઉત્તર.** ઉપપાતક ૪૯ છે. ૧ સ્ત્રીનો વધ કરવો, ૨ ક્ષત્રિયનો વધ કરવો, ૩ વૈશ્યનો વધ કરવો, ૪ શૂદ્રનો વધ કરવો, ૫ ગાયને

વધ કરવો, ૬ વ્યભિચાર કરવો, ૭ ગુરુની સેવા ન કરવી, ૮ માતાની સેવા ન કરવી, ૯ પિતાની સેવા ન કરવી, ૧૦ સર્વદા બ્રહ્મયજ્ઞ ન કરવો, ૧૧ પુત્રનાં ભરણપોષણાદિ ન કરવાં, ૧૨ તળાવ વેચવું, ૧૩ બાગ વેચવો, ૧૪ સ્ત્રી વેચવી, ૧૫ બાળક વેચવાં, ૧૬ ભાઇનો ત્યાગ કરવો, ૧૭ અભક્ષ્યનું ભક્ષણ કરવું, ૧૮ અન્નાદિનો નાશ કરવો, ૧૯ ઇંધનમાટે લીલાં ઝાડ કાપવાં, ૨૦ નિષિદ્ધ પદાર્થો વેચવા, ૨૧ સ્ત્રીઆદિથી આજીવિકા ચલાવવી, ૨૨ રૂપાઆદિની ચોરી કરવી, ને ૨૩ નાસ્તિકતા રાખવી એ મુખ્ય ઉપપાતકોનાં નામો છે.

**પ્ર૦ ૨૧૯ મો.** મહાપાપોથી ને ઉપપાતકોથી દૂર રહેવામાં શો હેતુ છે ?

**ઉત્તર.** મહાપાપોમાં તથા ઉપપાતકોમાં પ્રવૃત્તિ કરવાથી અંતઃકરણમાં પાપસંસ્કાર એકત્ર થવાથી તે મલિન થઇ જાય છે, ને એવું મલિન અંતઃકરણ શુદ્ધવ્યવહાર તથા મોક્ષસાધનોમાં પ્રવૃત્તિ કરવાની યોગ્યતાવાળું રહેતું નથી, માટે સમજુએ બંને પ્રકારનાં પાતકોથી દૂર રહેવું ઉચિત છે.

**પ્ર૦ ૨૨૦ મો.** વાણીના પ્રકાર, નામ, ને શરીરમાં તેમનાં સ્થાન કહો ?

**ઉત્તર.** વાણીના ચાર પ્રકાર છે. વૈખરી, મધ્યમા, પશ્યંતી, ને પરા એ તેમનાં નામો છે. વૈખરીનું મુખ્ય સ્થાન જીભ, દાંત, ને હોઠઆદિ મુખમાંના અવયવો છે, મધ્યમાનું સ્થાન કંઠનો મધ્યભાગ છે, પશ્યંતીનું સ્થાન હૃદય છે, ને પરાનું સ્થાન નાભી છે.



